પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં

# વૃત્તરચના



ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

દી. બ. મણિભાઈ જશભાઈ સ્મારક ગ્રંથમાળા અં. ૮

પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં

# વૃત્તરચના

લેખક

ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા, બી. એ.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક:
**રસિકલાલ છોટાલાલ પરીખ,**
અધ્યક્ષ,
ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી,
ભદ્ર, **અમદાવાદ**



આવૃત્તિ ૧લી — ઈ. સ. ૧૯૪૧
પ્રત : ૧૫૦૦ — વિ. સં. ૧૯૯૭

**કીમત ૬ આના**

મુદ્રક
સુરેશચંદ્ર પી. પરીખ
ડાયમંડ જ્યુબિલી પ્રિ. પ્રેસ,
સલાપોસ રોડ – **અમદાવાદ**

## દીવાન બહાદુર મણિભાઈ જશભાઈ સ્મારક ગ્રંથમાળાનો

# પરિચય

દીવાન બહાદુર મણિભાઈ જશભાઈ દીવાન હતા ત્યારે તેમણે જે ઉત્તમ કાર્યો કર્યાં તેનું સ્મરણ રહેવા માટે તે દેશના લોકોએ એક ફંડ ભેળું કર્યું હતું તેની પ્રોમિસરી નોટો રૂ. ૮,૭૫૦/ ની લઈ સન ૧૮૮૮ માં સોસાયટીને સ્વાધીન કરવામાં આવી છે. તેની એવી શરત છે કે તેના વ્યાજમાંથી અર્ધી રકમ ગુજરાતી પુસ્તકો રચાવવા માટે ઇનામ આપવામાં વાપરવી અને બાકીની અર્ધી રકમમાંથી પુસ્તકો ખરીદ કરી અમુક લાયબ્રેરીઓમાં આપવાં. આ શરત પ્રમાણે આજ સુધીમાં આ ફંડમાંથી નીચેનાં પુસ્તકો રચાવી સોસાયટી તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે:

૧. ઇગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ.
૨. પ્રતિનિધિ રાજ્ય વિષે વિવેચન.
૩. પ્રાચીન ભારત ભા. ૧ લો.
૪. રૂશિયા.
૫. લોકોપયોગી શરીરવિદ્યા.
૬. અકબર.
૭. યુરોપના સુધારાનો ઇતિહાસ.
૮. પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના

તા. ૨–૯–૧૯૪૧
અમદાવાદ

રસિકલાલ છો. પરીખ

# અનુક્રમ

# શુદ્ધિપત્રક

| પાન | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૬ | માત્રામેળ | માત્રામેળ છંદો |
| ૯ | ૧ | ઝુજઝારે | ઝુજ્ઝાર |
| ૯ | ૮ | મિહિલિ | પિહિલિ |
| ૧૩ | ૪ | ધાઓ | ધાએ |
| ૧૫ | ૩ | કહી જઈ | કહીજઈ |
| ૨૦ | ૨૧ | વિયય | વિષય |
| ૨૨ | ૧૯ | અધરાં | અધૂરાં |
| ૨૯ | ૧૨ | એમ જ | તેમ જ |
| ૨૯ | ૧૯ | બહુ | બહુ |
| ૨૯ | ૨૧ | યુવ્વ° | પુવ્વ° |
| ૩૦ | ૨ | કુપ્યં | કુપ્પં |
| ૩૦ | ૪ | રૂપ્ય | રૂપ્પ |
| ૩૦ | ૯ | ઇંદ્ર | ઇંદ |
| ૩૦ | ૨૦ | નિનધિહિ | નિનદિહિં |
| ૩૧ | ૭ | આછઉં | અછઉં |
| ૪૦ | ૧૭ | ‘ રૂપસુન્દરકથા ’ | માધવકૃત ‘રૂપસુન્દરકથા’ |
| ૪૩ | ૩ | સુધાનિઝરી | સુધાનિર્ઝરી |
| ૪૦ | ૭ | સ્રગધરા | સ્રગ્ધરા |
| ૫૩ | ૧૭ | માલભારિણી | માલ્યભારિણી |

# બે બોલ

**૧૯૩૧ ના** જૂન માસમાં મેં કેશરવિમલકૃત 'સૂક્તમાલા'નું સંપાદન કર્યું ત્યારથી પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચનાના વિષય પ્રત્યે મારું ધ્યાન સવિશેષ દોરાયેલું હતું. પછી ૧૯૩૩માં શ્રી ફાર્બસ ગૂજરાતી સભા માટે માધવકૃત 'રૂપસુન્દરકથા'નું સંપાદન કરવાનો પ્રસંગ મળતાં એ વિષયનો વધુ અભ્યાસ કરવાની તક મને સાંપડી. એ જ વર્ષના અંતમાં વડોદરા મુકામે ઑલ ઇંડિયા ઓરિયેન્ટલ કૉન્ફરન્સનું સાતમું અધિવેશન મળતાં તેના ગૂજરાતી વિભાગ સમક્ષ 'પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના' નામનો એક સંક્ષિપ્ત નિબંધ મેં રજૂ કર્યો હતો અને કૉન્ફરન્સની વિભાગી બેઠક સમક્ષ તે વંચાયો પણ હતો. પરન્તુ કૉન્ફરન્સના અહેવાલમાં, સ્થળસંકોચને કારણે, એનો માત્ર સારભાગ છપાયો હતો અને મૂળ આખું લખાણ અપ્રસિદ્ધ જ રહ્યું હતું.

ત્યારપછીનાં સાત આઠ વર્ષ દરમ્યાન સંખ્યાબંધ નવાં સંશોધનો થયાં છે અને અનેક અગત્યની વીગતો જાણવામાં આવી છે. વળી પ્રસંગોપાત્ત હસ્તલિખિત પ્રતો તપાસવાની તક મળતાં પણ એ વિષયના માહિતીભંડોળમાં ઉમેરો થતો રહ્યો. એ બધી માહિતીને એક વ્યવસ્થિત લખાણનું સ્વરૂપ આપવાનો પ્રયાસ છેક હમણાં કર્યો છે. અર્થાત્ ઓરિયેન્ટલ કૉન્ફરન્સવાળો નિબંધ આ લખાણમાં કેવળ બીજરૂપે જ છે.

પ્રાચીન ગૂજરાતી વૃત્તરચનાઓ પૈકી ઘણી હજી અપ્રસિદ્ધ છે. છપાયેલી છે તે પણ જુદાંજુદાં માસિક–ત્રૈમાસિકોની ફાઈલોમાં કે અન્યત્ર વેરવિખેર પડેલી છે, એટલે સુપ્રાપ્ય નથી. આથી એ મૂળ કૃતિઓના પ્રકારનો, વસ્તુનો, તેમાંના કાવ્યતત્ત્વ અને છંદો-વૈવિધ્યનો પૂરતો પરિચય થાય એ હેતુથી આ નિબંધમાં અવતરણો જરા છૂટે હાથે આપ્યાં છે.

વૃત્તબંધો વિશે તાત્ત્વિક ચર્ચા કરવાનો પ્રસંગ આ નિબંધમાં ઉપસ્થિત થતો નથી, કેમકે ગૂજરાતી ભાષાના આરંભકાળની પૂર્વે સદીઓ થયાં ભારતીય સાહિત્યશાસ્ત્રમાં એ બંધો સુનિશ્ચિત બની ચૂક્યા હતા. ગૂજરાતી વૃત્તબંધો અને ઉચ્ચારણના આનુષંગિક પ્રશ્ન પરત્વે નિબંધના અંતે થોડીક સૂચનરૂપ ચર્ચા કરી છે, તે સંબંધી વિશેષ ઊહાપોહ કરવા વિદ્વાનોને મારી વિનંતી છે.

પ્રાચીન ગૂજરાતી સાહિત્યની એક રસમય શાખાના અભ્યાસમાં એ સાહિત્યના રસિકોને આ નિબંધ સહાયભૂત થશે, એવી આશા છે. વળી મુંબઈ યુનિવર્સિટીએ એમ. એ. ના ગૂજરાતીના અભ્યાસક્રમમાં 'રૂપસુન્દરકથા' ને પાઠ્યપુસ્તક તરીકે નિયત કરી છે, એટલે વિદ્યાર્થીઓને પણ તે કંઈક ઉપયોગી થઈ પડશે, એમ માનું છું.

આ નિબંધ લખવાનું મને સુઝાડવા માટે હું પ્રો. અનંતરાય રાવળનો આભારી છું. વળી તે તૈયાર કરવામાં પૂ. મુનિશ્રી પુણ્યવિજયજી મહારાજ તથા મારા મિત્રો શ્રી. કેશવરામ શાસ્ત્રી તથા શ્રી. મધુસૂદન મોદી તરફથી જે કીમતી સહાય મળી હતી તે બદલ તેમનો હું ઉપકાર માનું છું. અંતમાં, મારા આ નિબંધને પ્રસિદ્ધિ આપવા માટે આપણી સાહિત્યપોષક સંસ્થા ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી પ્રત્યે પણ હું કૃતજ્ઞભાવ વ્યક્ત કરું છું.

અમદાવાદ
તા. ૨૮–૮–૧૯૪૧

ભોગીલાલ જ. સાંડેસરા

પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ થતો હતો એ છેલ્લાં કેટલાંક વર્ષોમાં થયેલાં સંશોધનોએ પુરવાર કરી બતાવ્યું છે; અને પ્રાચીન સાહિત્યમાં વૃત્તોનો પ્રયોગ એક પ્રકારનો કાલવ્યુત્ક્રમ છે, એમ દર્શાવતું સદ્ગત સાક્ષર નરસિંહરાવભાઈનું વિધાન પ્રેમાનંદ પૂર્વેના સાહિત્ય સંબંધી જ્યારે કેવળ અલ્પસાધની સ્થિતિ પ્રવર્તતી હતી, તે સમયે કરવામાં આવ્યું હતું, તે પણ હવે ફરી વાર કહેવાની આવશ્યકતા રહી નથી. પરંતુ આપણી પ્રાચીન વૃત્તરચનાઓ પ્રકારમાં કેવી અને પ્રમાણમાં કેટલી છે તથા અન્ય સાહિત્યને પડછે તેનું સ્થાન શું છે, એ વિશે સ્પષ્ટ ખ્યાલ આપણા સાહિત્યરસિક વર્ગને, એ વિષયની વ્યવસ્થિત માહિતી પૂરી પાડતા લેખના અભાવે, હજી સુધી થયો નથી. આ દૃષ્ટિએ ગૂજરાતી ભાષાના લગભગ આરંભકાળથી માંડી પ્રાચીન યુગના છેલ્લા પ્રતિનિધિ દયારામ સુધીના સાહિત્યમાં થયેલી અક્ષરમેળ વૃત્તરચનાઓનો ઐતિહાસિક દૃષ્ટિએ પરિચય કરાવવાનો આ નિબંધમાં પ્રયત્ન કર્યો છે.

## પ્રાકૃત સાહિત્યમાં વૃત્તરચના

જેમ અર્વાચીન તેમ પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં પણ વૃત્તરચનાઓનો ઉદ્ભવ કોઈ આકસ્મિક રીતે થયેલો નથી. આપણા સુપ્રસિદ્ધ છન્દઃશાસ્ત્રીના શબ્દોમાં કહીએ તો, ‘છન્દનો કલામય ઉપયોગ એ તો કલા જેટલો જૂનો છે.’ અતિ પ્રાચીન કાળથી ચાલતો આવેલો પ્રવાહ ક્વચિત્ ક્વચિત્ સાંકડો–મોટો થયા છતાં અવિચ્છિન્ન જ ચાલુ રહેલો છે. અક્ષરમેળ વૃત્તો સાથે આપણે સંસ્કૃત

સાહિત્યનો સંબંધ અવિનાભાવત્વે જોડતા આવ્યા છીએ. એટલે વૃત્તરચનાની ઐતિહાસિક સફરનું વિહંગાવલોકન આરંભતાં પ્રાકૃત સાહિત્યથી જ શરૂઆત કરીશું.

જૈન સૂત્રો પૈકી 'આચારાંગ' અને 'સૂત્રકૃતાંગ'માં અનુષ્ટુપ, ત્રિષ્ટુપ અને વૈતાલીયનો વિપુલ પ્રમાણમાં પ્રયોગ છે. જૈન સાહિત્યનો સૌથી વધુ પ્રચલિત છન્દ ગાથા છે, છતાં બીજાં અનેક સૂત્રોમાં ગાથાની સાથે અનુષ્ટુપ અને ઉપજાતિનો પ્રયોગ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે.

બીજી બાજુ બૌદ્ધ સાહિત્યમાં આર્યાનો પ્રયોગ વિરલ છે. અતિપ્રાચીન સુત્તનિપાતમાં અનુષ્ટુપ, ત્રિષ્ટુપ, વૈતાલીય, ઇન્દ્રવંશા અને તે ઉપરાંત આ જ છન્દોની વિવિધ સંસૃષ્ટિઓ નજરે પડે છે. 'ધમ્મપદ' તો આખુંય ઉપજાતિ અને અનુષ્ટુપમાં છે. પ્રાકૃત સાહિત્યમાં અક્ષરમેળ છંદોનો પ્રાચીન અને તે સાથે વિપુલ પ્રયોગ જોવો હોય તેમણે પાલિ પિટકો તપાસવા જેવાં છે.

ત્યારપછીના પ્રાકૃત કાવ્યસાહિત્યમાં પણ વિમલસૂરિનું 'પઉમચરિય' માત્રામેળ સાથે અક્ષરમેળ વૃત્તોની ખૂબ વિવિધતા બતાવે છે. શાર્દૂલ, માલિની, વસન્તતિલકા, ઉપજાતિ, સ્રગ્ધરા, દ્રુતવિલમ્બિત, ઇન્દ્રવજ્રા, દોધક, મન્દાક્રાન્તા, ઉપેન્દ્રવજ્રા, ઇન્દ્રવંશા, તોટક, રુચિરા, વંશસ્થવિલ, શરભ ઇત્યાદિ છંદોનો તેમાં પ્રયોગ છે.

રાજશેખરના પ્રાકૃત 'કર્પૂરમંજરીસટ્ટક'માં તથા શૂદ્રકના 'મૃચ્છકટિક'ના પ્રાકૃત ભાગમાં પણ એમાંનાં ઘણાં વૃત્તો વપરાયાં છે. કેવળ વિવિધતા જોવી હોય તો તે 'પ્રાકૃતપિંગલ'નાં ઉદાહરણોમાં જોઈ શકાશે.

સ્પષ્ટ કરવાની જરૂર છે કે અહીં આપેલાં પ્રાકૃત ગ્રન્થોનાં નામો તો માત્ર લાક્ષણિકતાનું દર્શન કરાવવા પૂરતાં જ છે. બાકી, પ્રાકૃત કાવ્યસાહિત્યમાં યે સંસ્કૃત વૃત્તોનો પ્રયોગ એટલો વિપુલ છે કે એ બધા સાહિત્યનો નામનિર્દેશ કરવા માટે પણ કેટલાંક પૃષ્ઠો જોઈએ.

# અપભ્રંશ સાહિત્યમાં વૃત્તરચના

પ્રાકૃત પછી તેની પુત્રી અપભ્રંશનો વારો આવે. ભરતનાટ્યશાસ્ત્રના બત્રીસમા અધ્યાયમાં પાંચેક વૃત્તનાં દૃષ્ટાન્તમાં ડૉ. ગુણેને અપભ્રંશનો ભાસ થયો હતો, પરન્તુ દી. બ. કેશવલાલ ધ્રુવે એ માન્યતાને નિરાધાર ઠરાવી છે.[1] દી. બ. ધ્રુવનું વિધાન માન્ય રાખીએ તોપણ એ વૃત્તો પ્રાકૃત તો છે જ.

બુદ્ધ ભગવાનના જન્મ, મહાભિનિષ્ક્રમણ અને ધર્મચક્રપ્રવર્તન વર્ણવતો ગ્રન્થ 'લલિતવિસ્તર' ઘણો પ્રાચીન છે. એ પાછળની શ્રુતપરંપરા ગમે તેટલી જૂની હોય, પણ તેના જુદાજુદા ભાગો પહેલી અને આઠમી સદી વચ્ચે રચાયા હોવાનું મનાય છે. આઠમી સદીથી તો તે કોઈ પણ રીતે આ તરફનો નથી, કેમકે ત્યારપછી તેનું તિબેટની ભાષામાં ભાષાન્તર થયું છે.[2] એ આખોએ ગ્રન્થ અપભ્રંશમિશ્રિત સંસ્કૃતમાં છે. કદાચ એમાંના જુદાજુદા પ્રસંગો પહેલાં અપભ્રંશ ભાષામાં લોકમુખે ગવાતા હોય અને પછી તેનું સંસ્કૃતમાં રૂપાન્તર થયું હોય એમ પણ બને. એટલે તેમાં રચાયેલાં વૃત્તો, ભાષા તેમજ છન્દોરચનાના ઇતિહાસમાં ઉપયોગી થઈ પડે તેમ છે.[3]

---

૧. પદ્યરચનાની ઐતિહાસિક આલોચના, પૃ. ૨૮૩–૮૬.

૨. Winternitz : History of Indian Literature, Vol. II, pp. 253–54.

૩. અને તેટલા ખાતર જ એમાંના થોડાક નમૂનાઓ અહીં જોઈ લઈએ. કાળા અક્ષરમાં છાપેલાં રૂપો અપભ્રંશનાં છે. પૃષ્ઠાંકો પ્રો. લૅફમૅનની આવૃત્તિના છે :

छन्दोऽप्युवाच **परिवारितु** दारिकभिः हन्ता कुमार **वनि** गच्छम लोचनार्थम्।
किं त गृहे निवसतो हि यथा द्विजस्य हन्त व्रजाम वयं चांदननारिसंघम् ॥

(પૃ. ૧૩૩)

शुद्धोदनस्त्व**रितु** पृच्छति काञ्चुकीयं दौवारिकं तथपि चान्तजनं समन्तात् ॥

(પૃ. ૧૩૫)

અગિયારમા શતકમાં અપભ્રંશમાં રચાયેલી ધનપાલની 'ભવિસયત્તકહા'માં મન્દર, સોમરાજિ, ભુજંગપ્રયાત, સ્રગ્વિણી અને ચામર એ પાંચ વૃત્તો વપરાયાં છે.

હેમચન્દ્રના પ્રાકૃત વ્યાકરણનાં અપભ્રંશને લગતાં સૂત્રો સાથે આપેલાં ઉદાહરણાત્મક અપભ્રંશ પદ્યોમાં પણ ક્વચિત્ વૃત્તનો પ્રયોગ મળે છે. દાખલા તરીકે, નીચેનો અનુષ્ટુપ—

खेड्डयं कयमम्हेहिं निच्छयं किं पयम्पह ।
अणुरत्ताउ भत्ताउ अम्हे मा चय सामिअ ॥ ८ । ४ । ४२२ ॥

અર્થાત્ અમે તો માત્ર ક્રીડા કરતા હતા; એમાં આવું નિશ્ચય શું બોલો છો ? હે સ્વામી, અમે કે જે તમારામાં અનુરક્ત ભક્તો છીએ તેમને ત્યજશો નહિ.

'પ્રાકૃતપિંગલ' તેના હાલના સ્વરૂપમાં ચૌદમી સદીથી પ્રાચીન મનાતું નથી. એ ગ્રન્થના 'વર્ણવૃત્ત' નામના બીજા પરિચ્છેદમાં ૧૦૫

---

सो शीघ्रमेव त्वरितं सह साकियेभिः **निष्क्रान्तु प्रेक्षि** कृषिग्रामगिरिं प्रविष्टम् ॥
(પૃ. ૧૩૫)

यदि **स्वर्णकार्यु अहु** स्वर्णप्रवर्षयिष्ये यदि **वस्त्रकार्यु** अहमेव प्रदास्यि वस्त्रं ।
**अथ धान्यकार्यु** अहमेव प्रवर्षयिष्ये सम्यक्प्रयुक्तमव सर्वजगे नरेन्द्र ॥
(પૃ. ૧૩૬)

**संकीर्णि पंकि पदुमानि** वित्वृद्धिमन्ति आकीर्ण राज **नरमध्यि** लभन्ति पूजाम्।
(પૃ. ૧૩૭)

यथ पूरित एष धनुर्मुनिना न च **उत्थितु आसनि** नो च भूमि ।
**निःसंशयु पूर्णमभिप्रायु** मुनिर् लघुमेष्यति जित्व च मारचमुम् ॥
(પૃ. ૧૫૫)

पापं **विवर्जयि निवेशयि** बुद्धधर्मे सफलं **सुमंगलु सुदर्शनु** तादृशानाम्॥
(પૃ. ૧૫૮)

एकस्मिं शयने स्थिते स्थितमभूद् गोपा तथा पार्थिवो ।
गोपा **रात्रियि** अर्धरात्रसमये स्वप्नानिमां पश्यति ॥ (પૃ. ૧૯૪)

વર્ણવૃત્તોનાં લક્ષણ અને ઉદાહરણ આપ્યાં છે. એમાં અનેક સ્થળે અપભ્રંશની છાંટવાળાં, અપભ્રંશ કે ચારણી અવહટ્ટ ભાષાનાં ઉદાહરણો નજરે પડે છે. પ્રમાણિકા, સુવાસ, દોધક, ઉપજાતિ, વસન્તતિલકા વગેરેનાં ઉદાહરણો અપભ્રંશમાં જ છે. એ સૂચવે છે કે અપભ્રંશ-સાહિત્યમાં એકવાર વૃત્તબદ્ધ રચનાઓ અસ્તિત્વમાં હતી, જેમાંથી એ પદ્યો લેવાયાં હશે.

અપભ્રંશસાહિત્યમાં અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ માત્રામેળ છંદોને મુકાબલે ઝાઝો નથી, એ વાત સાચી છે; પરન્તુ હજી તો અપભ્રંશ-સાહિત્ય બહાર આવવાનું ઘણું બાકી છે. જેમજેમ સંશોધન થતું જશે તેમતેમ નવી નવી વિગતો બહાર આવતી જશે, એ માન્યતા વધારેપડતી નથી.

## પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના

આમ આપણે જોયું કે પ્રાકૃત અને અપભ્રંશસાહિત્યમાં થઈને વૃત્તરચનાઓનો એક સળંગ પ્રવાહ ચાલ્યો આવતો હતો. એ પ્રવાહ ગૂજરાતીએ પણ ઝીલ્યો. અર્થાત્, પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્ત-રચનાઓ કોઈ રીતે આકસ્મિક કે વિસ્મયજનક નથી. એ રચનાઓ ઉપર હવે સૈકાવાર દૃષ્ટિપાત કરીએ.

### ચૌદમો સૈકો

ગૂજરાતીમાં અત્યારે તો વૃત્તરચનાનું સૌથી જૂનું ઉદાહરણ સં. ૧૩૬૧ માં રચાયેલા મેરુતુંગાચાર્યના 'પ્રબન્ધચિન્તામણિ'માંથી મળે છે. એમાં ભોજરાજના દર્શને આવેલા સરસ્વતીકુટુમ્બનું એક દેશીમિશ્રિત શ્લોકમાં નીચે પ્રમાણે હાસ્યરસિક વર્ણન છે:

બાપો વિદ્વાન્, બાપપુત્રોઽપિ વિદ્વાન્,
આઇ વિઉષી, આઇધુઆપિ વિઉષી,
કાણી ચેટી સાઽપિ વિઉષી વરાકી,
રાજન્મન્યે વિજ્જપુંજં કુટુમ્બમ્. [૪]

---

૪. 'પ્રબન્ધચિન્તામણિ' (ફા. ગૂ. સભાની આવૃત્તિ), પૃ. ૪૨

અર્થાત્, (આ કુટુમ્બમાં) બાપ વિદ્વાન્ છે, બાપનો પુત્ર પણ વિદ્વાન્ છે; માતા વિદુષી છે, માતાની પુત્રી પણ વિદુષી છે; કાણી ચેટી છે, તે પણ બિચારી વિદુષી છે; હે રાજન્, આ કુટુમ્બ મને વિદ્યાના પુંજ જેવું લાગે છે.

## પંદરમો સૈકો

પંદરમા સૈકાના આરંભમાં જ એક ઉત્કૃષ્ટ વીરરસમય કાવ્ય આપણને મળે છે, અને તે શ્રીધર વ્યાસનો 'રણમલ્લછંદ.' એનો રચનાકાળ હવે સં. ૧૪૨૫ અને ૧૪૪૬ વચ્ચે માનવો જોઈએ.[૫] એમાં ચોપાઈ, સારસી, મરહટ્ટા, દુમિલા ઇત્યાદિ માત્રામેળ છંદોની સાથે પંચચામર અને ભુજંગપ્રયાત એ બે રૂપમેળ વૃત્તો પણ વપરાયાં છે:

( પંચચામર )

રઉદ્દ સદ્દ આસમુદ્દ સાહસિક્ક સૂરઇ
કઠોર ઘોર ઘોર છોર પારસિક્ક પૂરઇ.
અદંગ ગાહ અંગ ગાહિ ગાલિ બાલ કિજ્જઇ
વિક્રોહિ જોઇ તેહ નેહિ મેચ્છ લોહિ લિજ્જઇ. (કડી ૪૧)

( ભુજંગપ્રયાત )

જિ ઝુમ્મા અ ઝુમ્મા ઉલક્કિ સલક્કિ
જિ બક્કિ બહક્કિ, લહક્કિ ચમક્કિ,
જિ ચંગિ તુરંગિ તરંગિ ચડન્તા,
રણમ્મલ્લ દિટ્ઠેણુ દીનં દડન્તા.
જિ મુદ્દા—સમુદ્દા, સદા સદ્દસદ્દા,
જિ ઝુમ્બાલ ચુમ્બાલ બંગાલ બન્દા,

---

૫. આ કાવ્ય પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્યમાં છપાયું છે. ત્યાં તેના સંપાદક દી. બ. કેશવલાલ ધ્રુવે તેને સં. ૧૪૫૪ આસપાસમાં રચાયેલું માન્યું છે, તેમાં કંઈ સમજફેર થઈ લાગે છે. એમાં ઈડરના રાવે જેમનો પરાજય કર્યાનું લખ્યું છે તે દફ્ફરખાન તથા સમશુદ્દીન ઈ. સ. ૧૩૬૯થી ૧૩૯૦ (સં. ૧૪૨૫ થી ૧૪૪૬) વચ્ચે પાટણના સૂબા હતા, એટલે કાવ્યનો રચનાકાળ પણ એ જ અરસામાં મૂકવો જોઈએ. ( જુઓ શ્રી. કેશવરામ શાસ્ત્રીકૃત 'કવિચરિત', ભાગ ૧, પૃ ૧૦–૧૩ )

જિ જુજઝાર તુકખાર કમ્માલ મુક્કિ,
રણમ્મલ્લ હિટ્ટેણુ તે ઠામ ચુકિક. (કડી ૬૬–૬૭)

આ જ કવિની બીજી કૃતિ 'સપ્તશતી[૧]'. માર્કંડેયપુરાણનાં દેવીચરિત્ર એમાં સંક્ષેપમાં વર્ણવેલાં છે. કાવ્યદૃષ્ટિએ એ કૃતિ રણમલ્લછંદથી ઘણી ઊતરતી છે, પણ છંદોની વિવિધતા તેમાં સારી છે. એમાંથી સ્રગ્વિણી અને તોટકના નમૂના નીચે આપ્યા છે—

(સ્રગ્વિણી)

સા સતી પાક મિહિલિ પિતા ઊપનુ,
સામલા વર્ણની નાભ્યથી નીપનુ;
ત્રંણ્ય સંધ્યા સદા વેદ ભાખિ ભલા,
સંભલિ શુભ નિશુંભ એ દોહિલા.
દોહિલી વાર દેખી શિવા સાંભરી,
જાગવૂ જોગનિદ્રી કરુણા કરિ.

× × ×

મૂલ માયા કરી આપ વ્યાપી રહી,
મેપલામેરુ મિહિરાણુ માંડ્યુ મહી,
કોડ્ય તેત્રીસ ઈશાન ઊભા કરી,
લક્ષ ચોરાશિની પાંણ્ય ચ્યારિ ભરી.

× × ×

(તોટક)

સુર સત્ત સૂરાતની ગોધ જડ્યા,
રણી આરુણી નામ નિશુંભ ચઢ્યા;
દલી દાનવ ને શવ્ય દેવ મલી,
નવ છપ્પન કોડ્ય છત્રીસ કુલી.

---

૧. અપ્રસિદ્ધઃ હાથપ્રતો ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ, ડાહીલક્ષ્મી લાયબ્રેરી તથા ગૂજરાત વર્ના. સોસાયટીમાં (બે નકલો) છે. અહીં સોસાયટીની પ્રતોનો ઉપયોગ કર્યો છે.

સં. ૧૪૬૨ના અરસામાં 'ત્રિભુવનદીપકપ્રબન્ધ' લખનાર પ્રસિદ્ધ જૈન કવિ જયશેખરસૂરિની નવ ટૂકની 'અર્બુદાચલવીનતી'[૭] આખીયે દ્રુતવિલમ્બિતમાં છે.

પહેલી બે કડીઓ આ રહી—

કઇય આબુય ડુંગરિ જાઇસિઉં[૮] ?
રિસહ-નેમિ તણા ગુણ ગાઇસિઉ ?
નમિય સ્વામિય નિર્મલ ભાવસિઉં ?
ગુણતણિ ગુણિના અમ્હે આવિસ્યું ?
બઉલ વેઉલિ ચંપક માલતી,
મહમહઇ ફલિ ફૂલિ વનસ્પતિ;
અમર સાલ તણી તુલના નહી,
જિન બિન્હઇ તીંહ માહિ રહિયા સહી.

તથા છેવટની ત્રણ કડીઓ—

ધણિઉ સેત્રુજિ શ્રીરિસહેસરો,
ધણિઉ રેવતિ નેમિજિણેસરો;

---

૭. અપ્રસિદ્ધ : પ્રો. બળવંતરાય ઠાકોર, શ્રી. મધુસૂદન મોદી અને શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈના સંયુક્ત સંપાદકત્વ નીચે ગા. ઓ. સી.-માં પ્રસિદ્ધ થનાર 'ગુર્જરરાસાવલી' માં આ કાવ્ય છપાશે. તેની પ્રેસ કોપીમાંથી અહીં આપેલાં અવતરણો લેવા દેવા માટે શ્રી. મધુસૂદન મોદીનો આભારી છું.

૮. આમાં 'જાઇસિઉં', 'નયસિઉં', 'ભાવસિઉં' વગેરેમાં છન્દોભંગ જેવું લાગે છે. પણ વસ્તુતઃ તેમ નથી. 'ભાવસિઉં' ની સાથે 'આવિસ્યું' નો પ્રાસ મેળવ્યો છે એ જ બતાવે છે કે એનું ઉચ્ચારણ અત્યારે આપણે વાંચીને બોલીએ છીએ તે કરતાં જુદે પ્રકારે થતું હોવું જોઈએ. 'સિઉં' અને 'સ્યું' એ બેના વચગાળાનું ઉચ્ચારણ થતું હશે એવું મારું અનુમાન છે. આ અવતરણની છઠ્ઠી કડીમાં 'મહમહઇ'માં પણ 'અઇ'-નો ઉચ્ચાર 'અઇ' અને 'ઐ' ની વચ્ચેનો હોવો ઘટે. હવે પછીનાં અવતરણોનો વિચાર કરતાં પણ આ મુદ્દો ધ્યાનમાં રાખવા વિનંતી છે.

બિન્હઇ તીરથનાથ ઇહાં મિલિયા,
અમ્હ મનોરથ આજુ સવે ફલિયા.
સુગુરુ સાથિય હીણુ ઘણું ભમિયા,
વિષમ-વાટ કિહાઇ ન વીસમિયા;
વસઇ જે જિનમંદિરિ સીયલઇ,
બિહુ પરે તીંહ તાપુ સહી ટલઇ.
સકલ જાણીઇ તૂ ગુણુ કેવલી,
કિમ અમ્હાસિ ન બોલઇ તે વલી;
ઇણુ પરિઇ જગદીશ્વરુ ધાઇયઇ,
સ્તવન-નઇ મિસિ ભિલગ લાઇયઇ.

'ત્રિભુવનદીપકપ્રબન્ધ'માં પણ એક સ્થળે ઉપજાતિનો પ્રયોગ છે—

વિવેક બોલઇ, સુણિ મોહ ભાઇ,
તઇં તા દિખાડી નિજ પંડિતાઇ.
ખરૂં ખવે જીહ તણે પ્રમાણુ,
તે આપણુઉં કાંઇ કરઇ વખાણુ?
મું સીયલાનુ મ કરે વિસાસ,
સીલી નદી પર્વત રહઇ વિણાસ;
વાધ્યા બિન્હઇ આપણિ એકદામિ,
એ એતલઉં બોલિસિ કુણુ કામિ[૯] ?

ત્યારપછી શાલિસૂરિનું 'વિરાટપર્વ'[૧૦] આવે છે. ૧૮૨ કડીના એ સળંગ વૃત્તબદ્ધ કાવ્યનો ચોક્કસ રચનસંવત જાણવામાં નથી. રચનકાળની માત્ર ઉત્તરમર્યાદા સં. ૧૪૭૮ નક્કી થઈ શકે છે, કેમ

૯ પંડિત લાલચંદ્ર ગાંધીની આવૃત્તિ, પૃ. ૪૩-૪૪: 'પ્રાચીન ગુર્જર કાવ્ય'માં 'પ્રબોધ-ચિન્તામણિ' નામથી આ કાવ્ય છપાયું છે, ત્ર પ્રસ્તુત ભાગ પાઠ બદલી પદ્ધડી નીચે આપવામાં આવ્યો છે (જુઓ ૧૩૭), તે વાસ્તવિક નથી.

૧૦. આ કાવ્ય પણ 'ગુર્જર રાસાવલિ'માં પ્રસિદ્ધ થવાનું છે.

એ અરસામાં રચાયેલી માણિક્યસુન્દરસૂરિની 'શુકરાજકથા'માં એમાંની બે કડીની એકએક પંક્તિ ઉદ્ધૃત કરેલી છે. 'વિરાટપર્વ'માં જૈન પરંપરા મુજબ પાંડવોના વિરાટનગરવાસની કથા પ્રાસાદિક ભાષામાં વર્ણવેલી છે. સ્વાગતા, દ્રુતવિલમ્બિત, ઉપજાતિ, માલિની, વસન્તતિલકા ઇત્યાદિ છંદોનો પ્રયોગ કવિએ ઉચિત રીતે કર્યો છે. કાવ્ય પણ ઉચ્ચ કોટિનું છે, અને રચનાપદ્ધતિ, અલંકારો વગેરે ઉપરથી કવિ સંસ્કૃત કાવ્યપદ્ધતિનો અભ્યાસી લાગે છે. છન્દોવૈવિધ્યની દૃષ્ટિએ એમાંથી કેટલીક વાનગી જોઈએ—

( દ્રુતવિલંબિત )

અહહ રૂપ અસંભમ ભૂવલઇ,
કવણ કામિનિ એહ સમી તુલઇ;
હિવ હઠિઉ મુઝ મન્મથ મારિવા,
એહ જિ ઊડણ અંગ ઉગારિવા. (૨૧)

( માલિની )

નિરુપમ કુલમાલી, રૂપની ચિત્રસાલી,
અવિકુલ ગુણવલ્લી, કામભૂપાલભલ્લી;
કઇ હુઇ સુરરાણી, માનવી મઇ ન જાણી,
અહવ હુઇ જિ નારી તોઇ તુ હુઇ ગંધારી. ૨૮)

( ઉપજાતિ )

એ ગંધકારી મિસિ રૂપ દાસી,
રહી અછઇ ઉત્તમ નારી નાસી,
કિમઇ ન જાણિઉં ફૂલ નૈવ ખાજઇ,
અણુજાણતુ અંધ ઉમાડિ દાઝઇ. (૨૬)

( દ્રુતવિલમ્બિત )

ભમરડઉ મરિવા અણુબીહતઉ,
પસરિ પઇસઇ કેતકિઇ હતઉ;
કઠિન કંટક કોડિ કુટીરડઇ,
પડિઉ વેધિ, પછઇ પુણિ આરડઇ. (૨૯)

( ઇંદ્રવજ્રા )

ઝૂટિ ધરી ધૂંઅડ ધાંઇ ત્રાડઇ,
આક્રંદતી દ્રૂપદી બૂંબ પાડઇ;
'ધાઓ ધરાનાયક, રાખિ રાખિ,
એ પાપિયાનઇ ફલ દાખિ દાખિ. (૪૧)

( રથોદ્ધતા-સ્વાગતા )

દેવિ દ્રૂપદિય રાડિ સાંભલી,
હાથિ લેઇ હથીયાર આંબિલી;
ભીમુ ભીરુ ઇમ કીચક કૂટઇ,
તેહ આગલિ ન કોઇ વિછૂટઇ. (૬૩)

( વસંતતિલકા )

વયરાટ ઉત્તર પખઇં કુરુરાઉ ધાયઉ,
અક્ષોહણી દલતણી રજ સૂર છાયઉ;
નીસાણુને સહસિ અંબર ઘોર ગાજઇ,
એ પાંચ પાંડવ તણઉ કિરિ મેરુ ભાંજઇ. (૧૦૨)

છન્દોવૈવિધ્ય ઉપરાંત, આ કૃતિનું કાવ્યતત્ત્વ પણ એટલું જ ધ્યાન ખેંચે છે. ઉદાહરણ તરીકે સૈરન્ધ્રી–નામધારી દ્રૌપદી વિરાટ-નગરમાં જાય છે, એ પ્રસંગ શાલિસૂરિ નીચે પ્રમાણે વર્ણવે છે:

( સ્વાગતા )

તેહ તેહ પદિ તે નૃપ મેલ્હઇ,
આવતી લછિ પાય કુણ ઠેલ્હઇ?
એતલઇ ગઇ સરૂપિ સુલિંદ્રી,
તે સુદષ્ણુ તડિ પાર્થપુરંદ્રી. (૧૦)
"કુણઉ તૂં? કવણુ ઘરિ તૂં નારી?
સ્વર્ગ્ગ લોકિ કઇ તૂં અવતારી;
નારિ કોઇ નથી તુઝ સિરષી,
મૃત્યુલોકિ કઇ તૂં અનિમેષી? (૧૧)

નાગલોકિ વસણાહર કાલી,
માનવી ધરિસિ તૂં નિછ ભાલી;
તિર્યલોકિ કોઇ દેવ ન દીસઇ,
તાહરઉ જનમ જેણિ કહીસઇ." (૧૨)
બોલતી રહીય નામ સુદષ્ણા,
સાંભલી વચન બોલઇ કૃષ્ણા;
દેવિ, પાંડવનરેન્દ્રપુરેંદ્રિ,
દ્રૂપદી તણઇ હઉં જિ સુલિંદ્રી. (૧૩)
દેવિ જાં પરભવી કુરુનાથિ,
દ્રૂપદી સા ગઇ પ્રિય સાથિં;
જેહનઇ બહિન પાંડવનઇ હઉં,
તેહ કૌરવ કન્હઇ કિમ જાઉં? (૧૪)
દ્રૂપદી રહઇ ઓલગ કીજઇ,
તૂ કન્હઇં હિવ દીહ ગમીજઇ;
જાં ન રાજ સહ પાંડવ હોઇ,
મૂં રહઇં અવર ઠાંમ ન કોઇ. ૧૫)
પાંચ પાંડવ રહ્યા હિવ નાસી,
દ્રૂપદી રહી થાઇય દાસી;
દેવ દાણવ ન રાય ન રાણઉ
દૈવ આગલિ ન કો સપરાણઉ. (૧૬)
રામલક્ષ્મણ મહા દુખિ પાડ્યા,
પાંચ પાંડવ વિદેસિ ભમાડ્યા;
ડૂંબનઇ ઘરિ જલ વહિઉં હરિચંદઇ,
ભાલડી મરણ સાધુ મુકુંદિઇ. (૧૭)
દ્રોણપુત્ર મુનિ અર્જન લીધઉં,
ચર્મનૂં કવચ કર્ણિ સુ દીધઉં;
ચીંતવિઉ સહૂ આલિં જાઇ,
દૈવસિઉં કુણિ કિંપિ ન થાઇ. (૧૮)

પુત્ર ગાંગલિ મહારિષિ કેરા,
દૈવ બાંધવ અછઇ બહુ તેરા;
નામિ કીચક સવિ તિ કહી જઇ,
તેહનઇ ભઇ નરાહિવ બીહઇ." (૧૯)

વળી કવિએ જે રીતે કાવ્યનો આરંભ કર્યો છે તથા જે પ્રકારે તેનું સમાપન કર્યું છે તે પણ તેની કલાદૃષ્ટિ અને ભાષાપ્રભુત્વ ઉપર ઠીક પ્રકાશ પાડે છે.

આરંભ—

કાસમીરમુખમંડણ માડી,
તૂં સમી જગિ ન કોઇ ભિરાડી;
ગીતનાદિ જિમ કોઇલ કૂજઇ,
તૂં પસાઇ સવિ કુતિગ પૂજઇ. (૧)

ભારતી ભગવતી એક માગૂં,
ચિત્ત પાંડવ તણે ગુણિ લાગઉ;
આપિ મૂં વચન તૂં રસવાંણી,
હૂં કરઉ જિસિં પ્રાકૃત વાંણી. (૨)

પંચ પંડવિ વનંતરિ વિમાસિઉં,
'તેરિમૂં વરસ કેમિ ગમેસિઉં ?'
બુદ્ધિ નારદ મહારિસિ આપી,
'મધ્યદેશ રહિયો તુમ્હિ વ્યાપી.' (૩)

એજડી–સિહિરિ શસ્ત્ર નિયુંજ્યા,
દેવરૂપ બલિ મંત્ર પ્રયુંજ્યા;
દ્રૂપદી રહઇ તે મતિ આલી;
ગ્યા વિરાટનૃપમંદિરિ ચાલી. (૪)

તથા અંતમાં—

( વસન્તતિલકા )

ગિઉ કૌરવાધિપતિ સૈન્ય સમસ્ત હારી,
ગિઉ પાર્થ ઉત્તર સહિઉ મનુ હર્ષ ભારી:
આણિઉ વિરાટ સહુ પાંડવ હર્ષ પૂરિ
કીધઉ કવિત્ત ઇહ કુતિગિ સાલિસૂરિ. (૧૮૨)

પંદરમા શતકમાં થઈ ગયેલા સુપ્રસિદ્ધ જૈનાચાર્ય સોમસુન્દર-સૂરિએ ઝડઝમકથી ભરેલો 'રંગસાગર નેમિફાગ' અથવા 'નેમિનાથ નવરસ ફાગ'[૧૧] લખ્યો છે. આ પ્રકારની જૈન કૃતિઓમાં હોય છે તે પ્રમાણે, શૃંગારનું વર્ણન કરી છેવટે સંયમ અને વૈરાગ્યની સ્થાપના આ કાવ્યનો વિષય છે, અને તે માટે કવિએ નેમિનાથના જીવનનું આલંબન લીધું છે. સોમસુન્દરસૂરિનો જન્મ સં. ૧૪૩૦માં થયો હતો, દીક્ષાગ્રહણ સં. ૧૪૩૭માં થયું હતું, ઉપાધ્યાયપદ સં. ૧૪૫૦-માં તથા સૂરિપદ સં. ૧૪૫૭માં મળ્યું હતું, અને અવસાન સં. ૧૫૦૧માં થયું હતું. એટલે આ કાવ્ય પંદરમા શતકના ઉત્તરાર્ધમાં રચાયું હોવું જોઈએ.

ઉપર્યુક્ત કાવ્યમાં વર્ણનની વચ્ચે વચ્ચે એકંદર સાત શાર્દૂલ-વિક્રીડિત વૃત્ત ગૂજરાતી ભાષામાં આવે છે. જોકે મુદ્રિત પ્રતમાં તો સંસ્કૃત શ્લોકો તેમ જ આ ગૂજરાતી વૃત્તો ઉપર 'કાવ્યં' એટલું જ માત્ર લખેલું છે. જુઓ—

દંતા દાડિમની કલી, અધર એ જાયા પ્રવાલી જિસી,
કીજઈ ખંજન પંખિ અંખિ સરિખા, ધારા જિસી નાસિકા,
સારી સીંગિણી સામલી ભમહિ બે, વાંકી વલી વીણુડી,
કાલી કિંબહુના કુમાર ફિરએ પીજાઇ લગલગ લહી.
—ખંડ ૧, કડી ૩૧

૧૧ પ્રસિદ્ધ: જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરલ્ડ, જુલાઈ–ઑગસ્ટ, ૧૯૧૭ તથા મુનિ ધર્મવિજયજી તરફથી શમામૃતમ્ છાયા નાટકની સાથે.

આવી એ મધુ માધવી રતિ ભલી, ફૂલી સવે માધવી,
પીલી ચંપકની કલી, મયણુની દીવી નવી નીકલી,
પામિ પાડલ કેવડી ભમરની પૂગી રુલી કેવડી,
ફૂડે દાડિમિ રાતડી વિરહિયાં દોલ્હી હુઈ રાતડી.

—ખંડ ૨, કડી ૨૬

ઊઢી ચાદર ચીર સુન્દર, કસી દીલી કસો કાંચલી,
આંજી લોચન કાજલે, સિરિ ભરી સીમંત સિન્દૂરની,
લેઇ સાથિઇ નેમિકુંવર સવે ગોવિન્દની સુન્દરી,
વાડીએ ગિરનાર ડુંગરિ ગઇ સિંગારિણી ખેલવા.

—ખંડ ૨, કડી ૩૧

ગાજંતિ ગજગેલિ ગંજનગતિ ગોરી ગુણે આગલી,
સારી સાવ સુભાવણી સરસતી સા દીસતી સુન્દરી,
માગી નેમિ વિવાહ કારિણી કરી કન્યા કુલીણી કલા-
વંતી કુંઅરી ઉગ્રસેન કુલની ગોવિંદિ રાજીમતિ.

—ખંડ ૩, કડી ૧

મૂકાઇ પકવાન વાનિ ધવલાં દેસાઉરી સૂખડી,
પીલી દાલી અખંડ શાલિ સુરહું ઘી સામટાં સાલણાં,
ટાઢાં દેપ દહીં અઉપરિચલું ગંગાજલે ઉજ્જવલે,
કાથે કેવડીએ, કપૂર સરિસે તંબોલિ પાનાઉલી.

—ખંડ ૩, કડી ૮

જે ગંગા નીલ કાલા કિ ડાલા ખુરાસાણીઆ,
સીંધલ સીંધુઆ કલહથા કાસ્મીરિયા કુંકણા
ટૂંકા કાનિઆ નક ચાનિ પિહુલા પુંછે પાગે નીસલા
તે હે યાદવ કુઅરા તરવર્યા તેજી તુખારે ચડ્યા.

[ છંદોદોષ પુષ્કળ છે. ]

મોતી મંડિત મુંડિ દંડસરલા દીસંત દંતુસલા,
હીરાલાં ઝલકંત સોવન કડી, સિંદૂર ભાલે ભલા,

ધાલી ઘૂઘરીઆલ પાખર, ખરે હીરે જડી જેહની,
અંગે નેહ ગજેન્દ્ર ઊપરિ ચડ્યા ચાલંતિ રાણા સવે.
—ખંડ ૩, કડી ૧૮-૧૯

સં. ૧૪૬૬માં જૈનેતર કવિ ભીમે 'સદયવત્સપ્રબન્ધ'[૧૨] એ નામનું ૬૭૨ કડીનું એક અદ્‌ભુતરસિક કાવ્ય લખ્યું છે. સદયવત્સ—સાવલિંગા—ની લોકકથા એ કાવ્યનો વિષય છે. જૈનેતર કવિઓમાં લોકવાર્તાના લેખક તરીકે 'હંસાવલી'કાર અસાઇત પછી આ કવિ પહેલો જ છે. પ્રાચીન ગૂજરાતીના કવિઓમાં ભીમ એક ઊંચી પ્રતિનો કવિ છે; અને મેં અન્યત્ર જણાવ્યું છે તેમ, એની કૃતિને પ્રાચીન ગૂજરાતી સાહિત્યનું સર્વોત્તમ 'રોમાન્સ' હું ગણું છું. વિવિધ માત્રામેળ છંદો તથા દેશીબંધ ઉપરાંત એ કાવ્યમાં એક સ્થળે અક્ષરમેળ ચામરનો પણ પ્રયોગ થયો છે.

ધારાનગરીના ધરવીરરાયની પુત્રી લીલાવતી નાયક સદયવત્સ ઉપર અત્યાસક્ત થતાં કાષ્ઠભક્ષણ કરવા તૈયાર થાય છે, પણ આખરે સદયવત્સ ધારાનગર જાય છે અને તે બન્નેનું લગ્ન થાય છે. તેનું વર્ણન કવિએ ધોળમાં કર્યું છે, જેમાં વચ્ચે વચ્ચે ચામર આવે છે—

( હુડ ધઉલ : ધન્યાસી )

આસણ તણુઉ અણાવિઉ એ નરવરિઇ તરલ તુરંગ,
સાહણપતિ પલણાવિઉ એ પલાણિ પવંગ,
તીણુઉ વરરાઉ ચડાવિઉ એ. ૯૪

---

૧૨. અપ્રસિદ્ધ: હાથપ્રત, સાગરના ઉપાશ્રયનો ભંડાર, પાટણ, તથા પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરા (બે પ્રત). આ કાવ્યના પરિચય માટે જુઓ 'વસન્ત', ચૈત્ર-વૈશાખ તથા શ્રાવણ સં. ૧૯૭૨માં સ્વ. ચિમનલાલ દલાલનો લેખ 'સદયવત્સ સાવલિંગાની લોકકથા.' ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના સંશોધન વિભાગ તરફથી આ કાવ્ય છપાવવાનો પ્રબંધ થયો છે. (સંપાદક પ્રો. મંજુલાલ મજમુદાર.)

**ચામર—**

ચડંતિ પેવિ જે જુડંતિ  તે તરંગ આણુયૂ,
જે સુદ્ધખિત્ત સાલિહુત્ત લક્ષણે વપાણિઉ,
પાયા લહૂંતિ ફીકી પયડ હોમ દીઉ આસણે,
સોહંતિ સુદયવત્સવીર તે તુરંગ આસણે. ૯૫
ચિહું દિસિ ચામર ઢલઇ એ સિરવરિ એ સોહઇ છાત્ર,
વિપ્ર વેઉધ્રુનિ ઉચ્ચરઇ એ આઆ આગલિ એ નાનાવિધ પાત્ર.
બહુ બંદિણ કલરવ કરઇ એ. ૯૬

**ચામર—**

કરંતિ બંદિણા અણિક્ક મંગલિક્ક માલયં,
વિચિત્ત નિત્તિ પત્ત પાડરાગ રંગ તાલયં,
ચડી તુરંગિ ચંગિ અંગિ સાર સુન્દરી રસે,
તિ ચાલવંતિ નારિ ચ્યારિ ચામરં ચિહુ દિસે. ૯૭
વર આગલિ થિઉ સંચરઇ એ આઆ રાણુ લે એ સરિસઉ રાઉ,
પાયદલ પાર ન પામીઇ એ આઆ વલીયડઉ એ નીસાણુડે ઘાઉ,
હય હીસઇ ગયરાય સારસી એ. ૯૮

**ચામર—**

કરિંતિ સારસી ગઇંદ સંડિ સુંડિ ડંબરં,
નીસાણુ ઢોલ ઢક્ક ઘાઉ હૃઅ તાવ અંબરં,
ઉચિત્ત વાઉ દિંતિ રાઉ વેગિ તાવ ગૃહકરો,
પેખિ સુદયવચ્છવીર પત્ત તોરણુઇ વરો. ૯૯
ગયગામિણિ ગુણ વિનવઇ એ આઆ શશિમુખી એ કરઇ સિણગાર,
હાર એકાઉલિ ઉરિ ઠવઇ એ આઆ કંદર્પુ એ સમઉ કુમાર,
અહિણુવઉ ઇંદ નરિંદવરો. ૩૦૦

**ચામર—**

નરિંદ ઇંદ મત્ત લોઇ લોયમજ્જિ સોહએ,
અહિઠદિઠ માણિણી મણુંતરંગિ સોહએ,

ભવાનિપત્તિ પાયભત્તિ કંતલદ્ધ કામિની,
તે સુદ્દવીર વન્નવંતિ ગે ગયંદગામિણી. ૩૦૧

શાલિસૂરિના 'વિરાટપર્વ'નો પરિચય આપતાં આરંભમાં જ માણિક્યસુન્દરસૂરિકૃત 'શુકરાજકથા'નો[13] ઉલ્લેખ કર્યો છે, કે જેમાં કરવામાં આવેલા ઉદ્ધરણને આધારે 'વિરાટપર્વ'ના રચનાકાળથી ઉત્તરમર્યાદા નક્કી થઈ શકે છે. સભારંજની ગદ્યશૈલીમાં—'બોલી'માં—રચાયેલું માણિક્યસુન્દરનું 'પૃથ્વીચન્દ્રચરિત્ર' સં. ૧૪૭૮ માં રચાયેલું છે, એટલે 'શુકરાજકથા'નો રચનાકાળ પણ એ અરસામાં હોઈ શકે. 'શુકરાજકથા' સરલ સંસ્કૃત ગદ્યમાં લખાયેલું એક જૈન ધાર્મિક કથાનક છે. એ કથાનકનો કોઈ અજ્ઞાત લેખકે મધ્યકાલીન ગૂજરાતી ગદ્યમાં સંક્ષેપ પણ કરેલો છે મૂળ સંસ્કૃત કથાનકમાં વચ્ચે વચ્ચે પ્રાસ્તાવિક સંસ્કૃત, પ્રાકૃત અને પ્રાચીન ગૂજરાતી સુભાષિતો પણ ઉતારેલાં છે. ગૂજરાતી સુભાષિતોમાં એક સ્થળે નીચે પ્રમાણે ઇન્દ્રવજ્રાની કડી મળે છેઃ—

પુણ્યપ્રભાવિ શશિ સૂર્ય ચાલઈ,
પુણ્યપ્રભાવિ ફલ વૃક્ષ આલઈ,
પુણ્યપ્રભાવિ જલુ મેઘ મૂકઈ,
સમુદ્ર મર્યાદ થકી ન ચૂકઈ,

આગળ 'વિરાટપર્વ'માંથી જે અવતરણો આપવામાં આવ્યાં છે તે પૈકી ૧૬ તથા ૧૭ મા કડીમાંથી એક એક પંક્તિ લઈને 'શુકરાજકથા'ના લેખકે દૈવની પ્રબલતાના વિષયમાં નીચે પ્રમાણે એક સુભાષિત બનાવી કાઢ્યું છે—

(સ્વાગતા)

દૈવ દાનવ રાઉત રાણઉ,
દૈવ આગલિ ન કો સપરાણઉ;

---

૧૩. શ્રીહંસવિજયજી જૈન લાયબ્રેરી, અમદાવાદ તરફથી પ્રસિદ્ધ 'શુકરાજકથા'માં ઉદ્ધૃત થયેલાં ગૂજરાતી સુભાષિતો માટે જુઓ 'રૂપસુન્દરકથા', ઉપોદ્ઘાત, પૃ. ૭.

ડંઅનઇ ધરિ જલ વહિઉ હરિચન્દઇ,
ભાંલડિ મરણુ લાધુ મુકુન્દિઇ.

'વિરાટપર્વ'માંથી આપેલાં અવતરણોની પંક્તિઓ તથા ઉપર્યુક્ત સુભાષિત વચ્ચે નજીવો પાઠફેર છે તે મુકાબલો કરતાં જણાઈ આવશે.

## સોળમો સૈકો

સોળમા શતકના આરંભમાં સં. ૧૫૦૨ માં ધનદેવગણિનો 'સુરંગાભિધાન નેમિનાથફાગ'[૧૪] મળે છે. નેમિનાથનું ચરિત્ર–વૈરાગ્યપ્રાપ્તિનું છટાદાર વર્ણન આ કાવ્યમાં સંક્ષેપમાં કરેલું છે. એના આરંભમાં તથા અંતે એકએક શાર્દૂલવિક્રીડિત છે. આરંભમાં—

દેવી, દેવિ નવી કવીશ્વરતણી વાણી અમીસારણી,
વિદ્યા સાયરતારણી, મલહરણી, હંસાસણી સામિણી,
ચંદા દીપતિ જીપતિ સરસતી મઇં વીનવી વીનતી,
બોલું નેમિકુમાર કેલિની રતિ ફાગિઈં કરી રંજતી.

અંતે—

સામી કેવલ કામિની કરિ ધરી, રાજીમતી નાદરી,
સા સારી નિજકાજ રાજકુમારી, મુગતિઇં ગઈ સા વરી.
જે રેવઇ ગિરિરાય ઊપરિ ગમઇ, શ્રી નેમિપાયે નમઇ
તે પામઇ સુખ સિદ્ધિ, રિદ્ધિહિં રમઇ, શ્રી શાશ્વતી ભોગવઇ.

પ્રભાસપાટણના કાયસ્થ કવિ કેશવદાસનું છન્દોબદ્ધ 'કૃષ્ણ-લીલા કાવ્ય' સં. ૧૫૨૯ માં[૧૫] રચાયું છે. એમાં કવિએ શ્રીમદ્–

---

૧૪. અપ્રસિદ્ધ: હાથપ્રત પાટણ ભંડારમાં. કાવ્યની નોંધ માટે જુઓ 'જૈન ગૂર્જર કવિઓ', ભાગ ૧. પૃ. ૪૩–૪૪.

૧૫. શ્રી. રામલાલ મોદી, શ્રી. ઠાકોરલાલ ચોકસી વગેરે આ કાવ્યનો રચનસંવત સં. ૧૫૯૨ માને છે. શ્રી. નટવરલાલ દેસાઈએ એ મતનું ખંડન કરવા પ્રયાસ કર્યો છે. આ સંબંધમાં પૂર્વપક્ષ-ઉત્તરપક્ષની દલીલો માટે જુઓ 'ગૂજરાતી'ના ઈ. સ. ૧૯૩૬ના દીપોત્સવી અંકમાં, શ્રી. મોદી તથા શ્રી. દેસાઈના લેખો. 'કૃષ્ણલીલા કાવ્ય' શ્રી. અંબાલાલ જાનીએ સંપાદિત કરી બહાર પાડ્યું છે.

ભાગવતના દશમસ્કન્ધનો સારોદ્ધાર કર્યો છે, અને તે પ્રેમાનંદના દશમસ્કન્ધની જોડમાં મૂકી શકાય એટલો ઉચ્ચ કોટિનો છે. એમાં રાસક્રીડાવર્ણનનો તેરમો સર્ગ આખો શાર્દૂલવિક્રીડિતમાં છે. છંદ શુદ્ધ છે, એટલું જ નહિ પણ કર્તાએ તેને પોતાની કવિત્વશક્તિથી દિપાવ્યો છે. આપણા પ્રાચીન કાવ્યસાહિત્યના ભૂષણરૂપ એ સર્ગમાંથી મહત્ત્વનો ભાગ અહીં ઉતાર્યો છે:

( શાર્દૂલવિક્રીડિત )

જાણી સુન્દર શોભના શરદની ઉજ્જવલ ઓપી દિશા;
ઊગ્યો તો ઉડુરાજ રાજિત કલા, અરુણે જ દીપી દિશા.
દેખી માધવ મલ્લિકા જ કરણી, ફૂલી તેં ફૂલી રહી,
કીધૂં મંન મુરાર રાસ રમવા, માયા મહા આશ્રયી. (૧)

ઊભો એક અનંત પ્રીત્ય ધરતો નંદજ્ઞ જે નંદનો,
વાહ્યો વેણુ રસાલ બાલ વનમાં, પ્રેમા બહુ ઊપનો,
સૂણ્યો સુન્દર સાદ સાદરપણે, પીયૂષ પીવા વળી;
જાણ્યૂં અંગ અનંગ કોટ્ય ગુણ થ્યો, નારી નિશા નીકળી. (૨)

દોહ્તી દોહ વિછોહ કો વિરહિણી ચાલી જ વૃંદાવને,
મૂક્યાં બાળક ધાવતાં રવડતાં, મોહી મને માનની;
મેહ્લી કોય પરીશતી જ પ્રિયને, કંકન્ન પાયે ધર્યાં,
આવી કો અધલીપતી જ જમલી, અંજન્ન અધરાં કર્યાં. (૩)

× × ×

મીચ્યાં લોચન માંહ્ય માધવ મળ્યો, યોગે જ ધ્યાને ધરી,
પામી સંગમ પ્રાણનાથ પ્રિયનો તેં પ્રાણ ત્યાગે કરી;
મોહી નારી મતંગ મત્તગમની, ચાલી રસે વન દિશે,
દીઠો દેવદયાલ કેલિ કરતો, પૂરે બ્યકારે નિશિ. (૫)

× × ×

શ્રીભગવાનોવાચ—

સાધ્વી સુન્દરી ! શું ઇહાં વન વિષે, આવીય રાત્યેં તમેં ?
વાહાલૂં તે મન્ય જે સુહાય સહુને, તે કામ કીજેં અમેં;
કેમે નીકળીઆં અજાણ જ વનેં કારણ સાચૂં કહો,
જોતાં હીંડશે તાત માત ભર્તા, રાત્યે ઈહાં મા રહો." (૭)

× × ×

પ્રીનાં વિપ્રિય વાક્યબાણ વનિતા લાગાં જ કાને જશેં,
હઇયેં ખેદ, નિરાશ આશ સઘલી, ચિંતા જ પામી તશે;
સૂકા હોઠ, મુખેં ખડી, સુખ નહી, નિશ્વાસ મૂકે વલી,
નયણે નીર, લખે જ ભૂમિ ચરણે, તૂષ્ણિ રહી ટલવલી. (૧૧)

× × ×

આવી એક અનેક નાર્ય જ મળી, ચેષ્ટા ઉદારી કરી,
વાહ્યો વેણુ રસાલ મોહન મુખે, ગાયે સહુ સુન્દરી;
આવ્યાં તે યમુનાતટે સહુ મળી, શીતલ્લ વેલૂ ભરે,
માંડ્યૂં મંડળ રાસ લાલસપણે, આનંદ અંગે ધરે. (૧૬)

નારી બાહૂપ્રસાર રંભણ કરી, ચુંબન્ન લીયે વલી,
નાના નર્મ નખાગ્રપાત સ્તનને, કામે હવી આકુલી;
માની માનની માધવે જ મન શું, હુંકાર પામી પછે,
જાણ્યૂં આજ ત્રિકાલમાં નહી વધૂ તોલે અમારે અછે. (૧૭)

તેને સૌભગ ગર્વ સર્વ હરવા હેંવે દયા તો કરી,
હઇયા અંતરધ્યાન ધૂન્ય ધરતા, હૈ હૈ કયહાં ગ્યા હરિ ?
આહાહા ભગવાન આજ અહ્મને મેલી ગયો ભોળવી,
લાગે તાપ અપાર પ્રાણપ્રિય તેં રામા સહુ રોળવી. (૧૮)

× × ×

જીવે સજ્જન તાપ ટાલી તરશા, પીતાં જ તાહ્રી કથા,
નાશે કલ્મષ કોટિ કોટિ ભવનાં, તૂં કાં ન ટાલે વ્યથા ?

મૂક્યાં સજ્જન તાત, માત, ભર્તા, ભ્રાતા ઉલ્લંઘી કરી,
આવ્યાં શર્ણુ જ એક નાથ તૂંહરે, તો કાં તજે શ્રીહરિ ? (૩૬)

ગોપી એક અનેક પ્રેમભરથી ગહેલી વિલાપે થઇ,
નાવે નાથ અનાથ સાહસ ઘણું, તો દેહલજ્જા ગઇ;
દીઠા દેવ મુરારિ દષ્ટિ સહસા સૂર્યેન્દુ કોટિ કલા,
પીતાંબર પરિધાન શ્યામ તનુને, સોહે મહા નિર્મલા. (૩૭)

× × ×

ગોપી નાથ નિરીક્ષણે જ હરખી, સંતોષ સાચો થયો,
પામે પ્રાજ્ઞ અનંત ચિત્ત ધરતાં, તિં તાપ તેહ્નો ગયો;
કાંતાયૂથ વિધૂતશોકકલુષા, પાખલ્ય તે પરવરી,
સોહે જેમ સવે જ ભક્ત્ય કરતી, આનંદલીલા ધરી. (૪૧)

આવ્યાં તે યમુનાતટે, જલ વહે, કોમલ્લ છે વાલુકા,
વારયાં કુંજ નિકુંજ મંદિર ઘણાં, સાથ્યેં બહુ બાલકા;
બેઠાં ત્યાં જ મુરારિ નારી સઘલી પાખલ્ય કુંડે કરી,
લક્ષે અંગ અનંગ કોટિ અધિકી લાવણ્યલીલા ધરી. (૪૨)

× × ×

એવાં કૃષ્ણ અનેક વાક્ય વદતાં ગોપી ચ તોષી સહુ,
ટાળ્યો તે વિરહાગ્નિ તાપ તનુનો, આનંદ બેલે બહુ;
માંડ્યૂં મંડલ રાસ લાલસપણે, એકેક ગોપી વિચ્યે,
આપે એક અનેક રૂપ ધરતો, તે તેહ તેહ્ને રુચે. (૪૭)

× × ×

વાહે દુંદુભિ દેવ, સેવ કરતા પુષ્પો જ વર્ષી રહ્યાં,
ગાયે કિંનર સર્વ કૃષ્ણગુણને તેણે ન જાયે કહ્યા;
વાજે નૂપુરકિંકિણી વલયયુક્ ગૌરાંગ ગોપીતણી,
સોહે મધ્ય મુરારિ મરકત જશો, હેમાંગમાંહે મણિ. (૪૯)

પાદંન્યાસ, વિલાસ, હાસ્ય મુખનું, તે ધન્ય વેળા વલી,
હાલે જે કુચ વસ્ત્ર કુંડલ કરી, વર્ષા જસી વીજલી;

ગાએ એક અનેક ઉચ્ચ સ્વરશું, નાચે બહુ બાલિકા,
તેનું ગીત ચરિત્ર વ્યાપી સઘળે દેતી વને તાલિકા. (૫૦)

× × ×

લીધો કાન્ત રહસ્યથકે વાનતયા, શ્રીકાન્ત સોહામણો,
ગાતી, કંઠ કરારવિન્દ ધરતી, તો પ્રેમ વાધ્યો ઘણો;
ક્રીડા એહ અશેષ શેષ ન લહે, વાગીશ જાણે નહી,
તે હૂં કીટક કોણ માત્ર કહેવા, લીલા ન જાએ લહી. (૫૨)
જૂએ જે સુરલોકનારી સઘળી, કામે હવી આકુલી,
મૂર્છા માંહ વિમાન માન સવિ ગ્યાં, ચિત્રસ્થ જાણે વળી;
આ લોકે અવતાર ગોકુલ વિષે, તેણે સમે કામિની,
વાંછે તે વ્રજનાર્ય સાર પદવી, સેવા હુએ સ્વામિની. (૫૩)

× × ×

હોએ છે પરભાત, રાત વિરમી, ગોપી જ આવી ઘર્યે,
નાના કામ કરે ન વિભ્રમ વશે, લીલા ન તે વીસરે;
આપ્યો એહ પ્રસાદ કૃષ્ણ ઇહને, તે દેવ કહ્નેં નહી,
બ્રહ્મા, ઈશ્વર, ઇન્દ્રરાજ જુઅતાં, ગોપી જ વ્હાલી થઇ. (૫૭)
ગોપી કૃષ્ણ વિલાસ રાસ રસમેં ગાએ જ પ્રેમે કરી,
કો વા કર્ણ સુણે જ પ્રેમભરથી, તેહ્નેં જ તૂષે હરિ;
આપે વાંછિત ભુક્તિ મુક્તિ અથવા ધર્માર્થ યાચે વલી,
કામી કામજ, લોભ ક્રોધ દેહના તે દૃષ્ટિ જાએ ટલી. (૫૮)
સ્વામી મેં જ અજાણતે અપઢતે કીર્તન્ન તારૂં કર્યૂં,
તે હૂં કૃષ્ણ કૃપાલ બાળક ભણી, ખાંતે જ કીજે ખરૂં;
યાચે **કેશવદાસ** આશ સઘળી, જો રાસ કર્યે રમો,
તર્હેં હું અપરાધીયો જ જમલો, મૂં રાખવો તૂં ગમો.[૧૬] (૫૯)

એ જ કાવ્યમાં અન્યત્ર ભુજંગપ્રયાત અને તોટકનો પણ પ્રયોગ છે. જુઓ શ્રીકૃષ્ણની પ્રાતઃક્રિયા તથા ભોજનલીલા વર્ણવતું નીચેનું અવતરણ:—

૧૬. કૃષ્ણલીલા કાવ્ય, પૃષ્ઠ ૯૩-૧૦૩

( ભુજંગપ્રયાત )

ઇકા આવતી ગોપિકા પાતલીએ,
ઉધા આવતી આઉલી કલ્પ લેઇ;
ઇશે દંતધાવા કરી દોષ ટાલે,
કપૂરે કરી કોગલા મોં પખાલે.
લઇ હેમની કાંકશી માત મ્હોટી,
પછેં ઓલતી આપણે હાથ્ય ચોટી;
મહા મર્દનં મોઘરેલે કરાવે,
ખહ્યેં ખાંડની કૃષ્ણને નેવરાવે.
યમૂનાજળે યૂવતી હેમગોળી
ભરી ઉષ્ણ પાનીયમાં તેહ ભેલી;
મળી કામિની કૃષ્ણનું દિલ ચોળે,
અતિ આનંદે નંદનંદો અઁઘોલે.[૧૭]

× ×

( તોટક )

કંઇ આથણ અંબ તરૂર તણાં,
ફલ કોમલ સુન્દર સ્વાદ ઘણાં;
બલ–કેશવ બે જણ માંહિ જમે,
જુઇ રોહિણી માતને મન ગમે.
હરિ હસ્ત ધૂયા જમુનાનિ જલે,
કરી મજ્છણ નિર્મલ નીર ઘણે;
બહુ બાવન ચંદન હાથ ચલે,
ભરી ગાલ કપૂર પુંગી તંબુલે. ૧૮

વીરસિંહકૃત ‘ઉષાહરણ’[૧૯] પણ સોળમા શતકની પહેલી

૧૭. એજન, પૃ. ૧૦૫

૧૮. એજન. પૃ. ૧૦૬

૧૯. પ્રસિદ્ધ: મારા વડે સંપાદિત (પ્ર. ફાર્બસ ગૂજરાતી સભા ત્રૈમાસિક, પુ. ૨–૩ )

પચીસીનું જ કાવ્ય છે. એનો કાવ્યબંધ દૂહા, ચોપાઈ, ભુજંગી, દેશી અને બોલી વડે બંધાયેલો છે. તેમાંથી ભુજંગી જોઈએ. ઉપાની સખી ચિત્રલેખા સરસ્વતીની આરાધના કરવાનો વિચાર કરે છે, એ પ્રસંગનું વર્ણન છે—

ચિત્ત જે તત્ત વિદ્યા કહીજઇ,
હોઈ પાસિ તે દાસી થાઇ અ લીજઇ;
નિશિવાસરે તાસ અ ન્યાસ કીજઇ,
અવિન્યાસ વીમાસતે કાજ સીઝઇ.
વિમાસી યસું ચિત્તસું સા કુમારી,
ભણી ભારતી વાર તેણે પધારી;
થૈ ક્ષોટિસું પા પ્રબોડી,[20]
કરી વીનતી દીન થૈ હાથ જોડી.[21]

કવિ વિષ્ણુદાસ ભીમે સં. ૧૫૪૧ માં બોપદેવના 'હરિલીલા-વિવેક'ને અનુસરીને 'હરિલીલાષોડશકલા' એ નામથી ભાગવતનો સારોદ્ધાર કર્યો છે, તથા સં. ૧૫૪૬માં કૃષ્ણુમિશ્રના 'પ્રબોધચન્દ્રોદય' નાટકનો 'પ્રબોધપ્રકાશ' નામથી ગૂજરાતી પદ્યાનુવાદ કર્યો છે. એ બન્ને કૃતિઓમાં ભુજંગપ્રયાતનો પ્રયોગ મળે છે. 'હરિલીલા'માં—

અરે સાંભલુ પુત્ર! સાચુ સંકેત,
ગે કારણુ બંધ નઇ મોક્ષ હેત;
થોડા માહિ કહૂ વિચાર રૂડુ,
હરિ સત્યસ્વરૂપ સંસાર કૂડુ.[22]

'પ્રબોધપ્રકાશ'માં—

હરિભક્તિ કારણિ અવતાર એવ,
પ્રગટ્યા થાંભ ફોડી નરસિંહ દેવ;

---

૨૦. મૂળ પ્રતમાં અક્ષરો ખૂટે છે.
૨૧. 'ઉષાહરણ,' પંક્તિ ૧૩૪–૩૭
૨૨. 'હરિલીલાષોડશકલા' (સં. શ્રી. અંબાલાલ જાની), પૃ. ૬૪

દુષ્ટ દાનવ હરણ્યકશ્યપ વિડાર્યું,
નિજસેવક સંત પ્રહ્લાદ તાર્યું.
× × ×
ચિદાનન્દ, ગોવ્યન્દ, વૈકુંઠ ભૂપ,
શ્રીનાથ, નારાયણ, વિશ્વરૂપ !
સંસારનિદ્રાનિવારણ મુકુન્દ !
કરિ હરિ હૃદય ઉદઇ–પ્રબોધચન્દ્ર.[૨૩]

સં. ૧૫૫૦ આસપાસ[૨૪] સાંડેરગચ્છીય સુમતિસૂરિના શિષ્ય શાન્તિસૂરિએ દાનમાહાત્મ્ય ઉપર પ્રાકૃત, અપભ્રંશ અને ગૂજરાતી એમ ત્રણ ભાષાઓમાં ૧૩૭ કડીનો 'સાગરદત્તરાસ' રચ્યો છે. સ્વ. ચિમનલાલ દલાલના શબ્દોમાં કહીએ તો, "કાવ્ય ઉચ્ચ પ્રતિનું છે અને આ તેમ જ તેમના શિષ્ય ઈશ્વરસૂરિકૃત 'લલિતાંગચરિત્રરાસ' સંસ્કૃત તથા પ્રાકૃત કાવ્યોની સરખામણીમાં સારી રીતે ઊભા રહે એમ છે." પ્રાકૃત અને અપભ્રંશ ઉપરાંત ગૂજરાતીમાં પણ એમાં વૃત્તો વપરાયાં છે. જોકે ભાષા પ્રાકૃતપ્રચુર છે. ભુજંગપ્રયાતનાં બે ઉદાહરણ આ રહ્યાં:—

---

૨૩. 'પ્રબોધપ્રકાશ' (સં. શ્રી કેશવરામ શાસ્ત્રી). પૃ. ૪૮-૪૯

૨૪. આ જ અરસામાં પાટણના કવિ ભાલણે કરેલા કાદંબરીના પદબંધ અનુવાદમાં મૂળની આર્યાનો ગૂજરાતી સમશ્લોકી અનુવાદ,

અવિરલ આંસુસ્નાનઇ વિયોગપાવક પડી નિરંતર ઈ
તવ રિપુતરુણીકુચ વ્રત નિર્મુક્તાહાર અણસરઈ.
(બીજી આવૃત્તિ, પૃ. ૮)

એ ધ્યાન ખેંચે છે. આર્યા માત્રામેળ છંદ છે, પણ સંસ્કૃત વાઙ્મયે વારસામાં આપેલા એ છન્દનો પ્રયોગ તથા સમશ્લોકી અનુવાદની રીતિ પ્રાચીન ગૂજરાતીમાં વિરલ હોઈ, તેટલા પૂરતી, અહીં તેની નોંધ લીધી છે. સહજસુન્દરના 'ગુણરત્નાકરછંદ' ના મંગલાચરણમાં પણ આર્યાનો પ્રયોગ છે.
(રૂપસુન્દરકથા, ઉપોદ્ઘાત)

મંડે ઘરઘરે ઘિંદિ (ધિ)ણી ધ્રુમયંતા,
તિગામિણી ઉછલીર દીસંતિ મંતા;
મિલી પામરી ચચ્ચરી દિંતી તાલી,
રલિયામણી રાતડી રમઇ બાલી.
સરઇ ચંદકંતી મણી અમીય-ધારા,
હરઇ માણિણી-માણુ-સંમાણુ-સારા;
સસી નિમ્મલો સાહુ ચિત્ત વદિત્તો,
ઇમો એરિસો સરિયકાલો નિવત્તો.(કડી ૨૧-૨૨)[૨૫]

આ શાન્તિસૂરિના શિષ્ય ઈશ્વરસૂરિએ સં. ૧૫૬૧ માં લલિતાંગ નરેશનું જીવન વર્ણવતું 'લલિતાંગચરિત્ર' લખ્યું છે, તેમાં ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રા વૃત્તો વપરાયાં છે, એમ સ્વ. ચિમનલાલ દલાલ નોંધે છે, એમ જ હાથપ્રતની પુષ્પિકામાં પણ એ મુજબની નોંધ છે. પરન્તુ પાટણમાં સંઘના ભંડારની હાથપ્રત તપાસતાં એમાંથી એ વૃત્તોના પ્રયોગ મને જડયા નથી. છતાં એ જ કાવ્યમાં સ્રગ્વિણી, નારાચ અને દ્રુતવિલમ્બિત એ ત્રણ વૃત્તોના પ્રયોગ સાંપડે છે. ત્રીજા અધિકારના અંતમાં નીચે પ્રમાણે પાંચ સ્રગ્વિણી છેઃ—

બહુ અ ઉચ્છાહ નરનાહ જિયસત્તુ ઉ,
સહુ સયણુ સહિય તત્થે વસંત પત્તઉ,
દિઅઇ રજ્જિદ્ધ કુમરસ્સ કરમોયણે,
પત્ત બહુ લોય કોઉહલા લોયણે. ૪૬
દેસ દલસેસ બહુ ગામ પુર પટ્ટણા,
ખેડ તસુ રેડ રયણાઇ આગર ઘણા,
ગય તુરિય સાહણા જુગ્ગરહવાહણા,
બહુ અ ધણ ધન્ન ભંડાર ભંડહ તણા. ૪૭

૨૫. મૂળ પાટણ ભંડારની હાથપ્રત ઉપરથી સં. ૧૯૭૧માં કરાવવામાં આવેલી નકલ વડોદરાના પ્રાચ્ય વિદ્યામન્દિરમાં છે. તેમાંથી પ્રસ્તુત અવતરણો એ સંસ્થાના જૈન પંડિત શ્રી. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધીએ મારી વિનંતી ઉપરથી મોકલી આપ્યાં હતાં, તે બદલ તેમનો આભારી છું.

અહ્નયતર રાય પાયક્ક પરિયણુ જણા,
પુણ્ણ સોવણ્ણ રૂપ્પાઇ કુપ્પં જણા,
સત્ત ભૂ પીઢ બહુ મંદિરા,
ધણુ કણુય રૂપ્ય રચ્છાઇં અઇ સુંદરા. ૪૮
એય સત્તંગ રજ્જદ્ધ રિદ્ધી જૂઉ,
પુણ્ય પુણ્ણેણુ સિરિ વાસ પુર નિવસુઉ,
પુપ્ફવઇ જુત્ત નર ભોગફલ માણુએ,
મણુઅ ભવિઅ રહો ગુંદ જિમ જાણુએ. ૪૯
અહિણુવઉ ઇંદ્રિ ગોવિંદ કઇ ચંદઉ,
કુમર લલિઅંગ લલિઅંગ ચિર નંદઉ,
દિંતુ આસીસ ઇમ લોય સહુ નિજ્જગિહં,
કુમર રાઓ વિગંતૂણુ ભુંજઇ સુહં. ૫૦

ચોથા આધિકારમાં નીચે પ્રમાણે નારાચ અને દ્રુતવિલમ્બિત મળે છે:

( નારાચ )

રહંતિ નામ ચંદ જામ તાસુ સગ્ગસંવરા,
વરંતિ જીણિ હેઉ તીણિ જુજ્ઝ કજ્જ સુંદરા,
સુજોડ જીણુ જરહ અંગિ જીવરક્ખ સોહિયા,
મિલંતિ સૂર સમરતુર નદ સદ મોહિયા. ૪૨

( દ્રુતવિલમ્બિત )

ખુહિય ખિત્તિ નીસાણુ નિનધિહિં,
ઢમઢમ ઢક્ક ઢુલ્લ ઘણુ સદ્દિહિ,
ભરહ ભેરિ ભંકાર નિવજ્જઈ,
જાણિ કિ પાવસપણુ ઘણુ ગજ્જઇ. ૪૩

ઇશ્વરસૂરિનું બીજું એક કાવ્ય ' ઇસરશિક્ષા '[૨૬] મને મળ્યું હતું. ૨૮ કડીનું એ ટૂંકું કાવ્ય આખુંયે ઉપજાતિવૃત્તમાં છે. એમાં કર્તાએ

૨૬. પ્રસિદ્ધ, મારા વડે સંપાદિત, 'ગૂજરાતી'નો દીપોત્સવી અંક, ઈ. સ. ૧૯૩૭.

સાદી ભાષામાં હિતબોધ અને ધર્મબોધ આપવાનો પ્રયાસ કર્યો છે. ઉદાહરણ—

પૂછઇ અનઇ જાણઇ પુણ્યવંત,
પૂછઇ નહીં નાણુ સુ મધ્યમંત,
પૂછઇ ન, જાણઇ ન, મનિ ગર્વ આણઇ,
ત્રિત્તીય તે કુણ કહી વખાણઇ.
જાણઉં આછઉં વાત ઘણી ઘણેરી,
બોલઉં નહીં હું પુણ ફેરફેરી,
કૂડઉ મહાપાતકુ કામ કાયઉ,
સંસારિ ચઇ સારુ નિદાન સાચઉ. (કડી ૧-૨)

કુલ-શીલિ વારુ, અતિમેલ માંડઇ,
જે દૃહવ્યાં પ્રીત કિમઇ ન છાંડઇ;
બોલઇ વિમારી દઢ મંત્ર ગાઢઉ,
તિણિ પ્રેમિનઉ, વચ્છ, શરીર તાઢઉ. (કડી ૧૨)

વિવહારી જે સત્ય કિમઇ ન લોપઇ,
લેખઉં પલેખઉં કરતાં ન કોપઇ;
લહણઉં લિયઇ આપણુ આણિ દેવઉં,
વાણિજ તઇ મિત્ર ઇસ્યઉં કરેવઉં. (કડી ૧૩)

વાચ્છલ્ય દિઇ સીખ વડાં સ કીજઇ,
ઉતાવલે ઉત્તર નૈવ દીજઇ;
તે હુઇ સુધા પાહિં પ્રણામ માઠી,
વિવેકસુખ છઇ અતિહિં અનીઠી. (કડી ૨૦)

ચઉવીસ જે દેવ મહા પ્રસિદ્ધ,
કુલવર્દ્ધ, શ્રુતવર્દ્ધ, જિનધર્મવર્દ્ધ;
ઘણી કિસી ઈસર સીખ દીજઇ,
મન સુદ્ધિ તો તેહ પ્રણામુ કીજઇ. (કડી ૨૮)

સોળમા શતકના ઉત્તરાર્ધમાં થઈ ગયેલા, 'વિમલપ્રબન્ધ'ના કર્તા પ્રસિદ્ધ કવિ લાવણ્યસમયની 'ચતુર્વિંશતિજિનસ્તુતિ'[૨૭] પણ ૨૮ કડીનું કાવ્ય છે. એમાં માત્ર છેલ્લી કડી હરિગીતમાં છે. બાકી સર્વત્ર માલિનીવૃત્તનો પ્રયોગ છે. કવિનું છન્દઃપ્રભુત્વ તેમ ભાષાપ્રભુત્વ ઉચ્ચ કોટિનું છે.

થોડાંક ઉદાહરણ:—

કનકતિલક ભાલેં, હાર હિઇં નિહાલેં,
ઋષભપય પખાલેં, પાપના પંક ટાલેં,
અરચી નવર માલેં ફૂલરી ફૂલમાલેં,
નરભવ અજુઆલેં, રાગ નિં રોસ ટાલેં. (કડી ૧)
અમીય રસ સમાંણી, દેવદેવે વખાણી,
વયણ રયણ પાણી, પાપવલ્લી કૃપાણી,
સુણિ સુણિ નિ પ્રાણી, પુણ્યચી પટ્ટરાણી,
જગિ જિનવરવાણી, એવી એ સાર જાણી.
રમઝમ ઝમકારા નેઉરિયા ઉદારા,
કટિતટિ ખલકારા મેખલાકા અપારા,
કમલિ રમલિ, સારા દેહ લાવણ્યધારા,
સરસતિ હુઓ મે જ્ઞાનધારા. (કડી ૨૬-૨૭)

અનુમાને સોળમા શતકના અંતમાં જ્ઞાન કવિએ સંસ્કૃત 'બિલ્હણપંચાશિકા'નો ગૂજરાતી અનુવાદ કર્યો છે. એમાં એક સ્થળે નીચે પ્રમાણે સંસ્કૃતમિશ્રિત માલિની મળે છે. કવિ બિલ્હણ સાથે પ્રેમમાં પડેલી તેની શિષ્યા રાજપુત્રી શશિકલા તેને વધસ્થાને લઈ જવાતો જોઈને પોતાની સખીઓને કહે છે:—

અતિશય કરમાણી સામ્પ્રતં કાંઇ બાલા,
હસસિ રમસિ સાથિ નૈવ કિંચિત્ સખીભિઃ

---

૨૭. પ્રસિદ્ધ, 'જૈનયુગ' માસિક, પુ. ૧, પૃ. ૧૭૮-૭૯, સં. શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઈ.

જબ લગિ પુરમાર્ગે ભિલ્હણો માઇ દિટ્ઠો,
તબ લગિ હૃદયં મે પંચબાણઃ ક્ષિણાતિ.[૨૮]

સોળમા સૈકાના ઉત્તરાર્ધમાં થઈ ગયેલ તપાગચ્છના આચાર્ય ધનરત્નસૂરિના સમકાલીન ભાનુમેરુએ ૩૩ કડીની 'સ્તંભનપાર્શ્વનાથસ્તુતિ' લખી છે, તે આખીયે દ્રુતવિલમ્બિતમાં છે. જોકે વૃત્તરચના ઉપર કવિનો હાથ બરાબર બેઠેલો જણાતો નથી, એથી છંદોભંગ પુષ્કળ થયા છે; પરન્તુ કાવ્યની ભાષા સરલ, પ્રવાહી અને પ્રાસાદિક છે. આ કાવ્યની બીજી એક વિશિષ્ટતા એ છે કે કવિએ તેને ૧૩૨ દલના પદ્મબંધમાં ગોઠવ્યું છે. પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં આ પ્રકારનાં ચિત્રકાવ્યો વિરલ છે, એ દૃષ્ટિએ કૃતિનું ખાસ મહત્ત્વ ગણાય. પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાંથી મળેલી હાથપ્રત ઉપરથી એ કાવ્યનું સંપાદન મેં કર્યું છે, અને તે પદ્મબંધના ચિત્રસહિત ફા. ગૂ. સભા ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ થયું છે.

---

૨૮. શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળે 'પ્રાચીન કાવ્યસુધા,' ભાગ ૪માં આ કાવ્ય સંપાદિત કર્યું છે, તેમાં આ શ્લોક નથી, પરન્તુ પૂ. શ્રી. કાન્તિવિજયજી મહારાજ પાસેની બે હાથપ્રતો ઉપરથી 'સાહિત્ય' જુલાઈ ૧૯૩૨માં મેં એ કાવ્ય છપાવ્યું છે, તેમાં તે છે. ચૌદમા શતકની વૃત્તરચનાની ચર્ચા કરતાં આપણે 'પ્રબન્ધચિન્તામણિ'નો આવો સંસ્કૃત–મિશ્રિત શ્લોક જોયો હતો. પ્રાચીન સાહિત્યમાંથી એવા બીજા કેટલાક શ્લોક અહીં આપ્યા છે:—

નેત્રપ્રતાપાનલદગ્ધગાત્રે,
હે પદ્મપત્રે, વિમલે, પવિત્રે,
જલે ગ્રહ્યો જન્મ તથાપિ ભિન્ન,
ન ચંદ્ર અરિમ, રવિરશ્મિ ખિન્ન. ('રૂપસુંદરકથા', કડી ૩૨)

આધા આવે આદર દીજઇ સ્વર્ણરૂપ્યાદિ દષ્ટ્વા,
પાસે કો બેસવા ન દ્યઇ નિર્ધનેભ્યો જનેભ્યો,
તમો અમારા જીવનપ્રાણ, સ્વાર્થ એકોહિ ભવ્યા,
અલ્યા અમ્હે કુણ, તમ્હે કુણ, સ્વાર્થહીના વદન્તિ.

('શારદા', ડિસેમ્બર ૧૯૩૨, મારો લેખ 'પ્રાચીન ગૂજરાતી સુભાષિતો')

સોળમા સૈકામાં લખાયેલાં જણાતાં કેટલાંક હસ્તલિખિત પ્રાચીન ગૂજરાતી સુભાષિતો શ્રી. મધુસૂદન મોદી પાસે છે. એ પૈકીનાં કેટલાંક સુભાષિતો માલિની અને વસંતતિલકામાં છે, એ વસ્તુ ખાસ નોંધ માગી લે તેવી છે.

## સત્તરમો સૈકો

સત્તરમા સૈકાનાં વૃત્તબદ્ધ કાવ્યોમાં સૌથી પહેલાં જ કોઈ અજ્ઞાતનામા કવિનો 'ભવાનીછંદ'[૨૯] આવે છે. ૨૪ કડીનું એ છટાદાર કાવ્ય ભુજંગપ્રયાત છંદમાં ભવાનીની સ્તુતિરૂપે લખાયું છે.

ઉદાહરણઃ—

ભવાની નમે હર્ષ હઈયે ન માયે,
ભવાની નમે દુઃખદારિદ્ર જાઈ,
ભવાની નમિ તીર્થની કોડિ કીધી,
ભવાની નમે ભૂમિ નવખંડ લીધી.
હુઈ પુન્ય જે પાત્રનિ દાન દીધે,
હુઈ પુન્ય જે નર્મદાસ્નાન કીધે,
હુઈ પુન્ય જે વાશિ કાશી વશીજે,
હુઈ પુણ્ય તે પાર્વતીનામ લીધે.
પુરિ દ્વારિકાવાસ ખટમાસ નાહિ,
કરી ગોમતીસ્નાન ગોવિન્દ ગાઈ,
તુલા તેહની એકબીજી ન થાયે,
ભવાની તણુ નામ જેણે જપાઈ.

'ભવાનીછંદ'વાળી હાથપ્રતમાંથી જ 'રાધારાસ' નામે બીજું એક કાવ્ય મળી આવે છે. એનો કર્તા વાસણદાસ છે. કાવ્ય નકલ

---

૨૯. અપ્રસિદ્ધઃ હાથપ્રત ગૂ. વ. સો.ના સંગ્રહમાં નં. ૭૩૮. એ હાથપ્રતમાંનાં કાવ્યો સં. ૧૬૧૧ થી સં. ૧૬૫૫ સુધી લખાયેલાં છે, એટલે ભવાનીછંદનો રચનકાળ મોડામાં મોડો સત્તરમા શતકના આરંભમાં હોવાનો સંભવ છે.

કર્યાની સાલ સં. ૧૬૪૮ છે, એટલે ત્યાર પહેલાં તો એ લખાયેલું ખરું જ. આરંભમાં ૧૦૩ ચુઆક્ષરા છે, બાકીની ૧૩૫ કડીઓ શાર્દૂલની ચાલમાં છે. ભાગવતના દશમસ્કન્ધમાં વર્ણવાયેલી શ્રીકૃષ્ણની ક્રીડાઓનું તેમાં નિરૂપણ છે. શાર્દૂલની ચાલમાંથી બે નમૂના જોઈએ:

બાલી બોલ અપાર મનિ આણી ઊઠયા હરિ હર્ષશું,
નાહ્યા દેવ, અપૂર્વ ચીર પહિર્યાં, ભાવિ હરિ સ્યંતશું,
બેઠાં બેહૂ, મુરારિ પાલિ યમવા માંડી તે થાલી ભલી,
પ્રીશાં અંન અનેક પ્રભ સરસાં ભાવે તે ચંદ્રાઉલી.

× × ×

પીધાં અમૃતપાન માંન સરસાં, ચાલા તે રમવા હરિ,
લીલા અંગિ ગહેલડી તે લડસે શ્રીકૃષ્ણ બાંહે ધરી,
પોહોતા મંદિરમાહે બિહૂ બાલાં લીલાં હસે, હાથશું
છાત્યો એક પલંગ ફૂલિ રુડો, ફોલી ભરી પાનશું.

લક્ષ્મીદાસકૃત 'અમૃતરસપચીસી'[૩૦] માલિનીમાં તથા 'રામરક્ષા-સ્તુતિ'[૩૧] ભુજંગપ્રયાતમાં રચાયેલ છે. સામાન્ય ધર્મબોધ એ પહેલા કાવ્યનો અને રામની સ્તુતિ એ બીજા કાવ્યનો વિષય છે. આ લક્ષ્મીદાસ તથા સં. ૧૬૪૭ માં 'ચંદ્રહાસાખ્યાન' અને સં. ૧૬૭૨ માં 'જ્ઞાનબોધ' લખનાર લક્ષ્મીદાસ અનન્ય હોય, એમ મારો તર્ક છે. તેમ હોય તો 'અમૃતરસપચીસી'ના કર્તાનો કવનકાળ ખુશીથી સત્તરમા શતકમાં મૂકી શકાય. કદાચ એમ ન હોય તોયે 'અમૃત-રસપચીસી'વાળી હાથપ્રતનાં કાવ્યોની નકલ સં. ૧૭૨૫ અને ૧૭૭૪ ની વચ્ચે થયેલી છે, એ વસ્તુ પણ કર્તાની પ્રાચીનતા સિદ્ધ કરે છે.

'અમૃતરસપચીસી' ૨૫ કડીનું ટૂંકું કાવ્ય છે. માનવીજીવનની ક્ષણભંગુરતા, વિષયોની નિઃસારતા અને ઈશ્વરભક્તિની આવશ્યકતાનું તેમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

---

૩૦. પ્રસિદ્ધ: મારાવડે સંપાદિત, 'ભારતીય વિદ્યા', પુ ૧, અંક ૪

૩૧. અપ્રસિદ્ધ: હાથપ્રત નં. ૭૪૨, ગૂ. વ સો.નો સંગ્રહ

આરંભમાં—

રઘુપતિપદસેવા મૂલ એ ધર્મ તાહારે,
કમલનયણુ મૂકી કાંએ બીજું વિચારે?
તન ધન સુત દારા એ નહી દૂત વારે,
હરિ ભજ લખમીદાશા પાંમ સંસાર પારે. (૧)
અભિનવ ઘનશ્યામં શ્યામવર્ણું કૃપાલં,
કનકરુચિરકાન્તં રાજવૈદેહીબાલં,
નવનિધિ રિધિ તાહારે અન્ય તે મોહજાલં,
હરિ ભજ લખમીદાશા, મારુ દેશ મરાલં (?) (૨)

કાવ્ય સામાન્ય કોટિનું છે, પરન્તુ વચ્ચે વિષ્ણુના અવતારોની સ્તુતિ કરીને વિવિધતા આણુવાનો પ્રયાસ કવિએ કર્યો છે—

નિગમ અભય દેવા મીનરૂપી મુરારિ,
ધરમકરમ થાપ્યા દાનવા શંખ મારી;
ત્રિભુવનજન કેરા શોકસંતાપહારી,
હાર ભજ લખમીદાશા વિશ્વ આનંદકારી. (૧૪)
સુરપતિ સુખ દીધાં કૂર્મરૂપે અપારં,
જલધિમથન કાજે મેદિનીપૃષ્ઠધારં,

ચતુરદશ સુરત્નં કાઢિયાં દુઃખહારં
હરિ ભજ લખમીદાશા ભક્તઆનંદકારં. (૧૫)
દ્વિજવરવપુધારી કુબ્જરૂપી મુરારિ,
બલિમખછલકારી, શુક્રએકાક્ષહારી;
પદનખજલધારા ધીર બ્રહ્મા વિહારી,
હરિ ભજ લખમીદાશા જાહ્નવી બ્રહ્મવારિ. (૧૮)
અખિલ ભુવનકેરાં દુઃખનાશાવતારં,
અવનિ રુધિરપોષી ક્ષત્રિયાવંશહારં;
ગ્રહી જલ કુશ આપી મેદિની વિપ્ર સારં,
હરિ ભજ લખમીદાશા ફર્સધારી મુરારં. (૧૯)

રવિકુલ રવિજેરાં રામ શ્રીરામ શ્યામં,
ત્રિભુવનજનકંઠે હાર શ્રી રામનામં;
સુખદ સુખદ- પ્રાણી બોલતાં રામનામં,
હરિ ભજ લખમીદાશા રામ શ્રીરામનામં. (૨૦)
નટવરવપુધારી બ્રહ્મ સાક્ષાત શ્યામં,
અવનિ સુખદ સ્વામી, ગોપિકાપૂર્ણકામં;
અધદુખમૃગ ત્રાસે, સંધ શ્રીકૃષ્ણનામં,
હરિ ભજ લખમીદાશા કૃષ્ણ શ્રીકૃષ્ણ ધામં. (૨૧)

અંત—

અમૃતરસપચીસી દાસ જે પ્રેમે ગાએ,
અનેક સુખ તે પામે અંતે વૈકુંઠ જાએ;
લલિત મધુરી વાણી સર્વ આનંદ થાએ,
હરિ ભજ લખમીદાશા જાનકીનાથ રાય.

આ 'અમૃતરસપચીસી'ની અદ્દલોઅદલ ધાટી ઉપર લખાયેલું, એક જૈન યતિએ રચેલું 'શૃંગારરસપચીસી' નામનું કાવ્ય મુનિશ્રી જિનવિજયજી પાસે છે. એમાં માલિનીની પચીસ કડીઓમાં શૃંગારરસનું ગાન કવિએ કર્યું છે.

આ પછી ગોપાલભટ્ટકૃત 'ફૂલાંચરિત્ર'[૩૨] નામનું કાવ્ય આવે છે. મૂળ તો એ કાવ્ય 'ભાષાવૈચિત્ર્ય' નામના સળંગ ગ્રન્થનો એક ભાગ માત્ર હોય એમ 'इति श्रीभाषावैचित्र्ये स्त्रीशिक्षाप्रकरणं समाप्तम्' પ્રમાણેના ઉલ્લેખ ઉપરથી સમજાય છે. ૪૧ કડીના એ કાવ્યમાં ભુજંગી, શાલિની, માલિની, ઉપજાતિ અને દ્રુતવિલમ્બિતનો પ્રયોગ છે. ફૂલાં નામે એક કન્યાનું લગ્ન, સાસરવાસ અને એક પ્રેમાળ ગૃહિણીમાં તેનું પરિવર્તન—એ આ કાવ્યનો વિષય છે. કવિએ સંભોગશૃંગારનું નિરૂપણ કર્યું છે. કાવ્યને અંતે રચ્યાસંવત નથી, પણ મધ્યકાલીન ગૂજરાતીની ત્રીજી ભૂમિકાના અંતિમ કાળનાં રૂપો

૩૨. પ્રસિદ્ધઃ મારા વડે સંપાદિત, 'રૂપસુન્દરકથા'ના પરિશિષ્ટમાં

તેમાં મળતાં હોઈ સત્તરમા શતકના અંતભાગમાં તેને મૂકી શકાય. કથાભાગ અવિચ્છિન્ન રહે તેવી રીતે, બનતા સંક્ષેપમાં, આ કાવ્યનો રસાસ્વાદ કરીએ—

( ભુજંગપ્રયાત )

મહીમંડલિં જે વસિં કૃષ્ણ સોની,
હતી સુન્દરી ગર્ભિણી નારી તેની,
જણ્યૂં તેણિયે કન્યકારત્ન સારું,
કુલાં કૌતુકે નામ તેનું વિચાર્યું.

( શાલિની )

દા'ડે દા'ડે વાધતી જાય કૂલાં,
તે દેખીનિં કામિનીયૂથ ભૂલ્યાં;
તુમિં વરૂસિ દીકરી, યોગ્ય નાહ,
બાપે કીધૂ સદ્ય તેનુ વિવાહ.

× ×

માસે દિને તેડવા દી'ર આવ્યો,
સાથે થોડાં વસ્ત્ર બેચ્ચાર લાવ્યો;
ખાજાં લાડૂ મિષ્ટ પક્વાન્ન કીધાં,
આરોગીનિં સર્વ તામ્બૂલ લીધાં.
બીજે દા'ડે દેર બોલ્યો: વલાવૂ,
ભાભીને તાં આજ વ્હેલાં ચલાવૂ;
નાખો કન્યા પ્રેમ સંધો વિચારી:
વ્હાણે ભાઇ વાટ જોશે અમારી.

× ×

માથું ગૂંથી ઓઢવા ઘાટ દીધુ,
ભાલે કંકુ ચંદ્રમા પૂર્ણ કીધુ;
પે'રીને તાં સોલ શૃંગાર આવી,
ડાહી બેટી બાપને ચિત્ત ભાવી.

પડોશિનિં પૂછવા ફૂલ ચાલી,
માશીઇ તાં ચૂનડી યોગ્ય આલી;
ઝાંપા સૂધી આવિઓ સ્ત્રી અપાર,
પાછું વાળી જો કહું એક વાર.
માતા બોલી: "રૂહે હવે પુત્રી બુધ્યેં,
સ્વામીનિં તાં સેવજે ચિત્ત શુદ્ધેં;
આંખ્યો આંજે, ચાંદલો નિત્ય ભાલે,
ઝાલ્યો કાને, ઝાંઝરી નિત્ય ઘાલે.

( ભુજંગપ્રયાત )

સદા રાખજે સર્વ સૌભાગ્યચિહ્ન,
ન કીજે વૃથા બોલી ભર્તાર ખિન્ન;
જનો દેખતાં તું મ કાઢેશ વાણી,
પતિ આવતા દેખીને આપ પાણી.

( દ્રુતવિલમ્બિત )

પતિ વિના મ જમે, સુણિ સુન્દરી,
હરિ સમા અવિધાર મને કરી,
શ્વસુરને નમજે જઇ સાસરે,
દિયર–જેઠની લાજ ઘણી કરે."

× ×

( માલિની )

પ્રિયકર હૃદયેથી કામિની ઠેલિ નાખિ,
અધર અમૃત વાઢી ભોલવી કાંત ચાખિ;
ઉર નખ પદ દેઇ વેણિકા ભાર તાણે,
'ગુણવતી નથી તુંથી,' કંથ એવી વખાણે.

× ×

( ઉપજાતિ )

પતિ વિના જે જલ હી ન ચાખે,
નાના પરિં સુન્દરી ચિત્ત રાખે;
કીધો વશી વલ્લભ તે અપાર,
પ્રિયા વિના જે ન રહે લગાર.

( શાલિની )

એવી ડાહી સુન્દરી જેહ થાશે,
પૃથ્વી મધ્યે નામ તેનું ગવાશે;
એહુ લોકે જાણવી ધન્ય તેહિં,
નિત્યે સ્વામી સેવશે પ્રીતિ જેહિં.
નામે જોતાં **ભટ્ટ ગોપાલ** ધીરો,
જેણિં સેવ્યો સોમ સર્વત્ર હીરો;
**બાલાપોરે** જે વસે **રામપુત્ર**,
તેણિં કીધો ગ્રન્થ **ભાષાવિચિત્ર.**

## અરાઢમો સૈકો

અરાઢમા શતકના આરંભમાં જ, સં. ૧૭૦૬માં પ્રાચીન ગૂજરાતી સાહિત્યનું શ્રેષ્ઠ વૃત્તબદ્ધ કાવ્ય 'રૂપસુન્દરકથા'[૩૩] પ્રાપ્ત થાય છે. રૂપાં નામની રાજકુમારીને તેના શિક્ષકના પુત્ર સુન્દર સાથે પ્રેમ થાય છે, અને ત્યારપછી અનેકવિધ યાતનાઓ અને મુશ્કેલીઓને અંતે રૂપાં અને સુન્દરનું લગ્ન થાય છે, એટલું જ આ કાવ્યનું વસ્તુ છે. પરન્તુ કવિને વિવિધ અલંકારો ઉપરનો પોતાનો કાબૂ અને સ્થાયી ભાવોનું નિરૂપણ કરવાની નિપુણતા જ દર્શાવવાં છે, એટલે વાર્તાના

૩૩. પ્રસિદ્ધઃ મારા વડે સંપાદિત ( પ્ર. ફાર્બસ ગૂજરાતી સભા ). કાવ્યતત્ત્વની દૃષ્ટિએ 'રૂપસુન્દરકથા'ના અવલોકન માટે જુઓ ફાર્બસ સભાના મહોત્સવ ગ્રન્થમાં શ્રી યશવંત શુકલનો લેખ "રૂપસુન્દરકથાઃ એક આલોચના."

કેટલાક મુદ્દાઓની તે અવગણના કરી શકે છે. ‘રૂપસુન્દરકથા’ના કર્તા માધવનું ભાષા અને છંદ ઉપર પૂરતું પ્રભુત્વ છે, ઉચિત સ્થળે ઉચિત શબ્દ શોધવાની મુશ્કેલી તેને મુદ્દલ પડતી નથી અને સ્થળે સ્થળે નજરે પડતા કાવ્યતત્ત્વના ચમકારા નવા વાચકને ક્વચિત્ અર્વાચીનતાનો પણ ભાસ કરાવે છે. ભુજંગપ્રયાત, રથોદ્ધતા, સ્વાગતા, સ્રગ્વિણી, શાલિની, માલિની, શાર્દૂલવિક્રીડિત, વસન્તતિલકા, મન્દાક્રાન્તા, શિખરિણી, ઇન્દ્રવજ્રા, વંશસ્થ, ઉપજાતિ, દ્રુતવિલમ્બિત અને સ્રગ્ધરા એટલાં વૃત્તોનો આ કાવ્યમાં સમુચિત પ્રયોગ છે. ભાવ પ્રમાણે વૃત્તમાં પલટો આણવાનું આ કવિ આપણને કદાચ પહેલી જ વાર શીખવી જાય છે.

કથાભાગને અખંડિતકલ્પ રાખીને કાવ્યતત્ત્વ અને વૃત્તોની વિવિધતા એ બન્ને વસ્તુઓ પર પ્રકાશ પડે તેવી રીતે ‘રૂપસુન્દરકથા’-માંથી અહીં અવતરણો આપ્યાં છે:

( ઉપજાતિ )

ભૂમંડલે ચન્દ્રવતી પુરી હતી,
તે ચન્દ્રસેને વસતી કરી હતી;
પ્રજા વિષે જે નૃપની રૂપાં હતી,
ધનાઢ્ય લોકે પરિપૂર્ણ તે હતી.

( દ્રુતવિલમ્બિત )

શશિકલા નૃપની પટરાણિએ,
ઉદર ગર્ભ ધર્યો, કયમ જાણિએ ?
શિપ વિષે જ્યમ મૌક્તિક પાણિએ,
કદલિ માહ કસ્તૂરી વખાણિએ. (કડી ૯–૧૦)

× ×

( શાલિની )

ગર્ભચ્છાયા તે તણે અંગ કેવી,
વસ્ત્રે વીંટી રત્નની કાન્તિ જેવી;

રૂપે રાણી કેરડું અંગ છાયું,
પૂરે દા'ડે કન્યકારત્ન જાયું. (કડી ૧૨)

× ×

(શાર્દૂલવિક્રીડત)

તેડયો પંડિત વિશ્વનાથ વિજયી વિદ્યારણે વીર જે,
પૂજ્યો અશ્વવિભૂષણાદિ વસને રત્નાદિકે દિવ્ય તે;
જોડીને કર વીનતી તમ તણી એતાં કરૂં છું અમો,
એ રૂપાં અતિ સુજ્ઞ છે ગુણવતી એન્હે ભણાવો તમો.
વિદ્યારંભ કર્યાં પછી અતિરસે રૂપાં ભણે વાણિએ,
પાઠે નિર્મલ નીતિશાસ્ત્ર સઘળું છે આવડયું જાણીએ,
તે પૂંઠે વલિ અન્યશાસ્ત્ર ભણતિ થૈ ગોપને મન્દિરે;
કીધી વશ્યજ વિશ્વનાથતનયે વિદ્યાર્ણવે સુન્દરે. (કડી ૧૬–૧૭)

× × ×

તારુણ્યાર્ક શિશુત્વનીર સુકવે એ ભેદ દીધો હૃદે,
નાઠા નેત્રકુરંગ કાતર ભણી, મન્દત્વ આવ્યું પદે;
નિઃશ્રેણિ ત્રિવલી સ્મરે ધરી, હવે મધ્યે જશે, શું થયું ?
આ શાને તનુવિશ્વનાથચરણામ્ભોજે તમો લાગવું ? (કડી ૨૭)

× × ×

(ઇન્દ્રવજ્રા)

"એ બાહુવલ્લી મૃદુ ગૌર ટાઢી
એવી મૃણાલે સુણી કીર્તિ ગાઢી,
થ્યા અંગ રોમાંચ અસહ્યતાના,
કે' મૂઢ કાંટા નલિની લતાના. (કડી ૩૫)

× ×

શું નીકલી નાભિદરી થકી એ,
રોમાલિકાને મિષ સર્પિણી એ;

ચડે યુવાને વિષ તેહ દીઠે,
જે ઓષ્ઠપીયૂષ વિના ન નીઠે. (કડી ૩૮)

× ×

(શાર્દૂલવિક્રીડિત)

રૂપાં ! તું અતિ સુન્દરી ગુણભરી, વક્ત્રે સુધાનિર્ઝરી,
નેત્રે ચંચલ કાલકૂટલહરી, મધ્યે યથા કેસરી;
કામવ્યાઘ્રતણી દરી, ગતિ ખરી તેં દ્વિપોની આદરી,
(નાખી) ફાંસીજ મોહની મુજ તણું તે ચિત્ત લીધું હરી." (કડી ૫૩)

(સ્રગ્ધરા)

"ઘેલા છો, શુદ્ધિ ભૂલ્યા, ગઈ અકલ જ, એમ વહેલા થયા છો,
સોહો છો શું ગમે તે ચટચટ કરતા ? જાવ કૂડે ભર્યા છો;
વાહો શું વ્યર્થ મુંને, કપટવચનથી ચિત્ત મારૂં હરો છો,
પૂંઠે લાગ્યા ફરો છો, રિપુજન જુએ એમ તે શું કરો છો ?"
(કડી ૫૪)

× × ×

(શાલિની)

"પાછું વાલી ચિત્ત જો હાથ લાગે
નાખું કોને કંઠ જો પ્રાણ વાગે;
એ તે ક્યાંનુ ડા'પણું, ચિત્ત દેવું,
ચિન્તા લેવી, જીવને દુઃખ દેવું ?" (કડી ૬૦)

(દ્રુતવિલમ્બિત)

"મન દઈ સુણો સુન્દરજી ! તમો,
વચન સત્ય કરી કહું છું અમો;
પ્રથમ સંગમ હું તમશું કરી,
પછી વિવાહ કરીશ, કહું ખરી ?" (કડી ૬૩)

+ +

(શાલિની

એવાં નાનાં વાક્યસંધાણુ સાધી
ચાલી રૂપાં પ્રેમના બંધ બાંધી;
જાતાં દીઠી મન્દિરે ચંદ્રસેને,
ચિન્તા લાગી લગ્નની એહ તેને. (કડી ૬૬)

રાખી રૂપાં મન્દિરે દિવ્ય યત્ને,
રાજા લાગ્યો વર્ય કેરે પ્રયત્ને;
ત્યારે પીડી રૂપ તે કામરોગે,
લાગ્યો ચિન્તાદાહ તે સ્નેહયોગે.
તે બેહુનો દૃષ્ટિસંયોગ ભાગ્યો.
તેણે અન્યોન્યે વિયોગાગ્નિ લાગ્યો.
તે બેહુએ ભોગવી પીડચ . કેવી,
પાણી પાખે મચ્છને હોય જેવી. (કડી ૬૯–૭૦)

× ×

" મારી ફૂલાં છે સખી પ્રાણતુલ્યા,
દીઠી છે મેં બુદ્ધિ તેની અતુલ્યા.
જાણે છે તે સર્વ જારીવિજારી,
મારૂં પોખ્યું કામ કર્શે વિચારી.
દેખાડું હું સ્થાનસંકેત મેડી,
સ્નેહીને તે લાવશે સદ્ય તેડી.
એવું રૂપાં ચિત્તશું ચિન્તવીને,
તેડી ફૂલાં તત્ક્ષણે ગૌરવીને. (કડી ૭૨–૭૩)

× ×

(દ્રુતવિલમ્બિત)

" મુજ તણી સુખસેજ ચિતા થઇ,
વિરહઆગ્ય વડે પ્રગટી રહી.

કુસુમહાર જ કાલ રહ્યો અહી
મન તણું પણ કો ન લહે સહી.
દિવસ રાત્રિ થઇ યુગ જેવડી,
તુજ વિના મુજને ન ગમે ઘડી.
વિરહસાંપણી કાલ જશી નડી,
મુજ હૃદે પણ વીજ ન શે પડી? (કડી ૭૮–૭૯)

× ×

કુસુમઅંકુર સર્વ જ ઊગમ્યા,
અંબ રસાલ ફલે વલીં તે નમ્યા.
પિક ટહૂકડલે વનમાં રમ્યા,
મુજ મનોરથ તે મનમાં શમ્યા." (કડી ૮૫)

(માલિની)

દઢ પણ કરીં ફૂલે બીડલું સદ્ય લીધું,
ત્વરિત ગઇ ત્યહાં રે સુન્દરે માન દીધું.
વિવિધ વિરહદાવે રૂપ અંગે બળી જે,
કહીં સકલ જ વાર્તા સુન્દરે સાંભળી તે. (કડી ૯૭)

× ×

(શાર્દૂલવિક્રીડિત)

ફૂલાં એમ કહી વળી ઘર ભણી આવી જ રૂપાં કને,
થૈ વાર્તા કહી આજ સુન્દર નિશાયે આવશે તું કને;
એવું રૂપ સુણી કહે સખિ ખરો તેં જીવ દીધો મને,
વેગે સુન્દર જો મલે તો સખિ સુઉત્તીર્ણ થાઉં તને.
રૂપાં હર્ષભરી પ્રફુલ્લિત થઇ સર્વાંગ તે સુન્દરી,
જેવી ફૂલતણી કલી સ્વસમયે નંદે વિકાસે ખરી.
અંગે કંચુકીં ગાઢી થૈ ચરચરી, ચૂડો જ બેડો ભરી,
વીંટી અંગુલિની તથા ન નીંસરે, નીવી (વ)છૂટી ખરી.

નાના દિવ્ય સુગંધવાસિત જલે નાહી ઊભી સૂકવે
લાંબા કુન્તલ, તે સ્તનાદ્રિશિખરે મેઘામ્બુધારા સ્રવે.
શોભી બાહુલતા કશી ઝટકતાં વિદ્યુલ્લતાના જશી,
ગર્જતી કરકંકણુધ્વનિ સુણી કંદર્પ ઊઠે હશી.
શય્યા સોજકરી પરે ભરી તલાઇ દિવ્ય તે પાથરી,
નાના ભોગ સુગન્ધ તત્પર કરી બેઠી સ્વયે સુન્દરી;
શૃંગારે સકલાંગ ભૂષિત કરી, હાથે અરીસો ધરી,
રૂપાં રૂપ ફરી ફરી નિરખતાં કન્દર્પપૂરે ભરી.
(કડી ૧૧૨–૧૫)

× × ×

(ભુજંગપ્રયાત)

ધરી ધૈર્ય ચિત્તે નિશા મધ્ય ચાલ્યો,
નૃપે નક્તચર્યાં વિષે સદ્ય ઝાલ્યો;
'અરે કોણ તું નીકળ્યો મધ્ય રાત્રે?
ખરો જાર કે ચોર છે દુષ્ટ ગાત્રે?' (કડી ૧૧૮)

× ×

'ભલું, તો તમે શ્રેષ્ઠ લ્યોને જમાન,
પ્રતિષ્ઠા થકી કો નથી તે સમાન;
ઘનશ્યામ છે નામ વિખ્યાત સારું,
સમાધાન તેથી જ થાશે તમારું.' (કડી ૧૨૪)

× ×

(સ્રગ્વિણી)

શિઘ્ર સંકેતને ઠામ ગયો ધાઇને,
મેડિયે તે ચઢ્યો દોરડી સાહીને.
રૂપ દીઠી ખરી મન્મથે જર્જરી,
પ્રાણ કંઠે ધરીને રહી સુન્દરી. (કડી ૧૨૬)

× ×

(ભુજંગપ્રયાત)

પછે વાત વીતી કહી રાત કેરી,
'મને મારશે ઊગતે સૂર વેરી;
તમો તેહ માટે ત્યજો આજ માયા,
વટાળું નહી અંતકાળે જ કાયા.' (કડી ૧૪૧)

× ×

(માલિની)

'તમ વિણ નર પૃથ્વી મધ્ય તે બંધુ મારા,
તનમનધન સાથે પ્રાણ એ છે તમારા,
તમ તન પડતાં હું પાશ ઘાલીશ કંઠે,
અવસર મતિ દીધી દિવ્ય એ નીલકંઠે'. (કડી ૧૪૫)

× × ×

(મન્દાક્રાન્તા)

એવી વાતો ઉભય જનની સાંભળી તેહ ભૂપે,
બારી મધ્યે છર્પો રહીં કપાટાન્તરે છન્ન રૂપે,
ત્યારે ચિન્તાતુર નૃપ થયો, ચિત્ત માંહે વિચાર્યું;
'જેને આપી ઉદરદુહિતા સર્વ તેણે હરાવ્યું. (કડી ૧૫૦)

× × ×

(શાર્દૂલવિક્રીડિત)

તે માટે દ્વિજ, વાણિયો, મુજ સુતા એ ત્રણ્યનું સત્ય હું
જોઇને દુહિતા દ્વિજાર્પણ કરૂં, એવું કરૂં સત્ય હું;
કન્યાદાન સમે વળી મુજતણું રાજ્યાર્ધ તે આપવું;'
એવો નિશ્ચય તાં કર્યો દૃઢ નૃપે, જે પાપ તે કાપવું. (કડી ૧૫૨)

× × ×

(મન્દાક્રાન્તા)

કામી જે કો રસગુણ કથા પ્રીછશે રીઝશે તે,
ભૂંડા મુંડા, વૃષભ સરખા વાગરી ખીજશે તે,
જેને એનો અનુભવ નથી તે પશુ કે વનાન્તે,
યોગી તે શું લહે વિષયનો સ્વાદ જે છે સ્તનાન્તે. (કડી ૧૯૧)

(શાર્દૂલવિક્રીડિત)

**સંવત્ સત્તરસેં** છ ઉપર નૃપ શ્રી વિક્રમાદિત્યનો,
આષાઢાધિક શુદ્ધ વિષ્ણુ દિવસે છે વાર આદિત્યનો,
તે દા'ડે થઈ **રૂપસુન્દરકથા**, પીયૂષની એ ઝરી,
**ઊદિચ્યે દ્વિજ માધવે** ધનરસે ભાષા કવિત્વે કરી. (કડી ૧૯૨)

સંકેતસ્થાન ઉપર સુન્દર આવ્યા પછી રૂપાંએ કરેલું નાનું છતાં મોહક ઋતુવર્ણન ખૂબ હૃદયંગમ હોવાથી આખુંયે અહીં ઉતારી લેવા લલચાઉં છું:

(શિખરિણી)

**વસન્તા**વિર્ભાવે પ્રથમ પવને પર્ણ ગળિયાં,
ફરી પત્રે પુષ્પે વિકસિત થયાં તેહ ફળિયાં,
તથા એ તારુણ્યે ગલિત વપુ થયું શૈશવ તણું,
નવે પુષ્પે વક્ષસ્થલ સફલ થયું, શું કહું ઘણું ?
સુણોજી, હું **ગ્રીષ્મે** મદનરવિતાપે અતિ તપી,
ખરી તેણે યોગે જળશશિતણી ટાઢશ ખરી.
વળી તેહે માહે પ્રબલ વિરહાંગારતરસે,
થઈ કષ્ટી, તોહે તુજ જ મલવા જીવ તરસે.
હવે **વર્ષાકાલે** જલલવ શરીરે કયમ બળે,
ખરે તપ્તાંગારે જ્યમ ધૃત પડે, ધૂમ નીકલે;
તૃણે વલ્લી ગુલ્મે સકલ વન નીલાં હલહલે,
વિયોગે હું સૂકી, તું વિણ મુજ જાતિ કલકલે.

શરત્કાલે પૂરો શશિ પસરિયો, ક્યાં જઇ રહું ?
મને પીડે, નાનાવિધ તમ કને દુઃખ શું કહું ?
નિશાએ ચાંદર્ણી સકલજનની પ્રેમજનની
વિયોગે તે ભાસે થઇ રહી જ રાક્ષી ગગનની.
હવે હું હેમન્તે ઘર પરહરીને વન જતી,
તદા સીમા દીઠી હરિત નવસેર્યે વિલસતી
પછેડા ઓઢીને વિવિધ કુસુમે વંછિત ભલા,
કરી મેઘે ટાઢી, જ્યમ પુરુષ સંગે જ અબલા.
તદાવસ્થા મારી જયમ થઇ હતી શૈશિર તણી
કહું વિસ્તારી તો નથી સમય, વાર્તા અતિઘણી;
નિશા સામ્યે આશાદિન મદનને ત્યંમ શમતા;
તનુ કંપે, કેવી જ્યમ પવન વેગે દ્રુમલતા.
(કડી ૧૩૩–૩૮)

આ ઉપરથી જોઈ શકાશે કે માત્ર ઉપમાઓ કે ઝડઝમકથી નહિ, પરન્તુ સાચા કાવ્યત્વથી વર્ણનના પ્રવાહમાં વેગ આણવાની કવિ માધવની કુશળતા સાચે જ માન પ્રેરે તેવી છે. પ્રાચીન ગૂજરાતી વૃત્તબદ્ધ કાવ્યોમાં તો ‘રૂપસુન્દરકથા’ના જોટાનું બીજું કોઈ કાવ્ય નથી, અને પ્રાચીન કાવ્યોમાં એકંદરે પણ તેનું સ્થાન ઘણું ઊંચું છે.

આ જ અરસામાં થામણા ગામના કવિ કહાનકૃત ‘કૃષ્ણસ્તુતિ-અષ્ટક’[૩૪] મળી આવે છે. કાવ્ય શુદ્ધ ભુજંગપ્રયાતમાં છે, અને માત્ર નવ કડીનું હોઈ તે આખુંયે અહીં ઉતારી લીધું છેઃ

---

૩૪. ‘ઓખાહરણ’ આદિ આખ્યાનોના કર્તા હીરાસુત કહાનથી આનો કર્તા ભિન્ન છે. આ કાવ્યની હાથપ્રત શ્રી. અંબાલાલ જાનીના સંગ્રહમાં છે. પ્રત સં. ૧૭૩૧માં લખાયેલી છે, એટલે કાવ્ય તે પહેલાંનું જ હોય, તથા એમાં મળતાં મધ્યકાલીન ગૂજરાતીની ત્રીજી ભૂમિકાનાં રૂપો પણ તેની પ્રાચીનતા પુરવાર કરે છે. કાવ્ય સત્તરમા શતકનું હોય એ સંભવિત છે, પરન્તુ અહીં બીજા કોઈ પુરાવાને અભાવે તેને અઢારમા શતકના આરંભમાં મૂક્યું છે. આ કૃતિ શ્રી. અંબાલાલભાઈએ મને ઉતારી મોકલી તે બદલ હું તેમનો આભારી છું.

યશોદા તથા દેવકી સૌખ્ય પાંમ્યાં
વ્રજે રાધિકા યે થકી પૂર્ણ જાંમ્યાં,
વસે તે ઇહાં ગોપિકાનો વિહારી,
ભજો ઠાકુરે ઠાકુરે શ્રીમુરારિ. ૧

જરાસિંધ સાથિં ઘણા દૈત્ય માર્યો,
મુકુન્દિ મહાવૈરવિ દૈત્ય તાર્યો,
વસે તે ઇહાં કૃષ્ણ કંસાન્તકારી—ભજો૦ ૨
કાલીનાગ તે શ્રીહરિં વસ્ય કીધો,
નદીનિં તટિં કાલદાવાગ્નિ પીધો,
વસે તે ઇહાં, ભક્ત રાખ્યો ઉગારી—ભજો૦ ૩
વ્રંદાવન્યથી દાઝતી ગાય રાખી,
પીધો વહ્નિ, તે દેવતાં સર્વ સાખી,
વસે તે ઇહાં પૂતનાપ્રાણહારી—ભજો૦ ૪
જરાસંધનાં રાઘવિ અંગ કાપ્યાં,
સતી દ્રૂપદીનિં બહૂ ચીર આપ્યાં,
વસિ તે ઇહાં શ્રીહરિ રાવણારિ—ભજો૦ ૫
સુધન્વા ઉગાર્યો હરીએ કઢ્યાંથિ,
નથી વેગલા કૃષ્ણજી વૈષ્ણવાંથિ,
વસિ તે ઇહાં નાથજી શૈલધારી—ભજો૦ ૬
ગ્રહી વત્સનિ ધિન પોતા વિધાતા,
રચ્યાં તે હતાં હેત આંણિ સમાતા,
વસિ તે ઇહાં ચૌદ લોકાધિકારી—ભજો૦ ૭
થયો વ્યાધ વૈકુંઠનો મુખ્ય વાસી
પ્રભૌ નામથી, કાં ભમો પુર કાશી?
રહિં તે ઇહાં પાપકી નારી તારી—ભજો૦ ૮
નિવાસિં વસિ થામણિ મુખ્ય ગામ્યિં,
કીધિ છિ કીપા વંશનિ પૂર્ણ રામિં,

જીવાભટ્ટનો બાલક શ્રીય કાંહાંન,
રચ્યાં તેહનિં સુંદરિ કૃષ્ણગાન. ૯

આ પછી, મહાકવિ પ્રેમાનંદનાં કહેવાતાં 'માર્કંડેયપુરાણ', 'અષ્ટાવક્રાખ્યાન' તથા 'દ્રૌપદીહરણ' એ કાવ્યોમાં તથા તેને નામે ચઢેલાં ત્રણ નાટકોમાં વૃત્તોનો પ્રયોગ છૂટથી થયો છે, પરન્તુ એ બધી કૃતિઓનું કર્તૃત્વ શંકાસ્પદ ગણવામાં આવ્યું છે, એટલે એ વિશે વધુ ચર્ચા અહીં અસ્થાને છે. પ્રેમાનંદનાં બીજાં કાવ્યોમાં વૃત્તો ક્વચિત્ મળે છે; જેમકે 'દશમસ્કન્ધ'માં ભુજંગીનો પ્રયોગ છે, તેમ જ 'રણયજ્ઞ'માં પણ એક આખું કડવું ભુજંગીની ચાલમાં છે. પ્રેમાનંદ મુખ્યત્વે આખ્યાનકાર અને માણભટ્ટ હતો, એટલે તેની રચનાઓમાં વૃત્તરચનાની ઓછપ કોઇ રીતે આશ્ચર્યજનક નથી.

'રણયજ્ઞ'ના પ્રસિદ્ધ ૧૨મા કડવામાં પ્રયોજાયેલ ભુજંગીની ચાલમાંથી થોડોક નમૂનો જોઇએ:

મહારાજ લંકા તણો એમ ભાખે,
'નથી મર્ણ થાતું લખ્યા લેખ પાખે;
તારે મંન હું સુન્દરી નાથ ઘેલો,
કીધો જ્ઞાન વિચાર મેં સર્વ પહેલો.
એ છે રામ પરિબ્રહ્મ આનંદકારી,
મુને મારવા માનુષી દેહ ધારી;
જાણી જોઇને જાનકી હર્ણ કીધું,
ઘેલી નાર મેં મર્ણ માગીને લીધું. (કડી ૧-૨)

× × ×

ન પામે એનો પાર દાનવ દેવે,
એને પામવા શિવ સમશાન સેવે;
ધર્યું માનવી રૂપ તે મૂજ માટે,
આવી ઊતર્યા રામ સમુદ્રઘાટે.
ધન્ય તાત મારો, ધન્ય માત મારી,

મુજ કારણે અવતર્યા શ્રીમુરારિ;
ઘણું ખાધું પીધું, ઘણા ભોગ કીધા,
જીતી રાવરાણા કને દંડ લીધા. (કડી ૪–૫)

પ્રેમાનંદના પુત્ર વલ્લભના 'દુઃશાસનરુધિરપાનાખ્યાન'માં શિખરિણી તથા ભુજંગીનો બહોળો ઉપયોગ થયો છે, પરન્તુ વલ્લભનાં કાવ્યોના કર્તૃત્વ વિશે પણ હવે તો વિદ્વાનો શંકાશીલ છે.

આપણી દૃષ્ટિએ તો પ્રેમાનંદના વિદ્વાન શિષ્ય રત્નેશ્વરની કૃતિઓ સૌથી મહત્ત્વની છે, કેમકે તેનું 'આત્મવિચારચન્દ્રોદય' અથવા 'વૈરાગ્યબોધક કાવ્ય'[૩૫] આખુંયે વૃત્તોમાં છે, એટલું જ નહિ પરન્તુ તેના 'બાર માસ'[૩૬] તથા 'ભાગવત'[૩૭] માં સ્થળે સ્થળે વૃત્તોનો પ્રયોગ છે. કહેવાય છે કે રત્નેશ્વરે કાશી જઈ ન્યાય, વ્યાકરણ અને વેદાન્તનો અભ્યાસ કર્યો હતો. તેનાં વૃત્તોમાં પ્રસાદ અને ગૌરવ જેવા ઉચ્ચ શૈલીગુણ પૂર્ણપણે ખીલેલા નજરે પડે છે.

'આત્મવિચારચન્દ્રોદય'ના પહેલા બે તરંગ તથા ત્રીજા તરંગનો થોડોક ભાગ પ્રસિદ્ધ થયેલ છે. બાકીના તરંગોમાં અતિ ઉગ્ર વૈરાગ્ય હોવાથી તેને પાણીમાં બોળાવી દેવામાં આવ્યા હતા, એવી કિંવદન્તી છે. આખું કાવ્ય શાન્તરસપ્રધાન છે. દેહાદિકની ચંચળતા, જન્માદિકમાં દુઃખ, સંસારસુખનું મિથ્યાપણું, ઈશ્વરભક્તિની આવશ્યકતા, જ્ઞાનનો મહિમા ઇત્યાદિ વિષયોનું પ્રતિપાદન કરીને કવિએ વૈરાગ્યની શ્રેષ્ઠતા બતાવી છે. થોડીક વાનગી જોઈએ:

---

૩૫ પ્રસિદ્ધ: પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, વર્ષ ૮, અંક ૩; બૃહત્કાવ્યદોહન, ભાગ ૩; પ્રાચીન કાવ્ય વિનોદ, ભાગ ૧; તથા સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી સ્વતંત્ર પુસ્તકાકારે. અહીં આપેલા પૃષ્ઠાંકો પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકના સમજવા.

૩૬. પ્રસિદ્ધ: પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, વર્ષ ૫, અંક ૨; બૃહત્કાવ્યદોહન, ભાગ ૬; તથા પ્રાચીન કાવ્યસુધા, ભાગ ૧.

૩૭. સ્કન્ધ પહેલો પ્રાચીન કાવ્યમાળા, ગ્રન્થ ૧૫માં, સ્કન્ધ પહેલો તથા બીજો ગુજ. વર્ના. સોસાયટી (સં. શ્રી કેશવરામ શાસ્ત્રી) તરફથી અને સ્કન્ધ દસમો શ્રી ગટ્ટુલાલજી તરફથી છપાયેલ છે. અગિયારમો અપ્રસિદ્ધ છે. બીજા સ્કન્ધો અપ્રાપ્ય છે.

( ભુજંગપ્રયાત )

તમો કૃષ્ણ કૃષ્ણેતિ કૃષ્ણેતિ ભાખો,
કુસંસાર પરૂપંચને દૂર નાખો;
સહુ દેવ મધ્યે સમો ભાગ રાખો,
અસત્યાદિ ટાળી સદા સત્ય ભાખો.

(પૃ. ૧)

( દ્રુતવિલમ્બિત )

વિષય ભોગવતાં સુખ જેટલું,
ફરી થશે તમને દુઃખ તેટલું;
પ્રથમ કંડુ ધસ્યે સુખ ત્યાં હશે,
પણ પછી પરિતાપ ઘણો થશે.
હજી લગી શઠ કાં સમજ્યો નહીં,
સકળ કાળ ગયો તુજનો વહી;
અનુભવ્યું કથ શું સુખ ત્યાં રહી,
સુણ સદા દુઃખ માંહ્ય પડ્યો સહી.

(પૃ. ૧૧)

( પુષ્પિતાગ્રા–માલભારિણી )

ભજ ભજ હરિને અલ્યાભિમાની,
તજ તજ રે તરુણીવિલાસ કામી;
ભજતાં ભવનો ક્લેશ જાશે,
મન આનંદ અપાર સુખ થાશે.

(પૃ. ૨૩)

( શાર્દૂલવિક્રીડિત )

જોની રે તુજ કાજ કોણ રચના કીધી કૃપાસાગરે,
ધૂમજ્યોતિ સમીર વારિ સઘળાં ટોળે કર્યાં શ્રીવરે;
સિન્ધુથી ગગને ચઢાવી ધનને વર્ષેણુ મધ્યે ભરી,
તે પ્રત્યે જ થયો કૃતઘ્ન કયમ તું તે પ્રેમને વીસરી ?

(પૃ. ૨૪)

( માલિની )

નિશદિન મન મધ્યે રાખજો રામનામ,
અભયપદવિધાતા એક છે શ્યામ ધામ;
યદુપતિપદ સેવી કાપજો કામદામ,
ચરણભગતિ મૂકી, શે કરો વામ કામ?
(પૃ. ૨૫)

( વસન્તતિલકા )

કોપે ભર્યો કુટિલ કાલભુજંગ આવે,
ધાયે, નિશા દિવસ બે રસના હલાવે;
ફુત્કારથી પ્રબળ પર્વત કોટ ફાટે,
વીંટી વળ્યો નિરખ પાછળ અંગ ચાટે.
(પૃ. ૪૯)

કાચો કુરંગનયના સબળો સનેહ,
રાચ્યો નિહાળી નયને દુરગંધ દેહ;
મિથ્યા મનોરથ કરે મનમાંહે લાવે.
લાગો ફરે નિપટ, લંપટ નામ કહાવે.
(પૃ. ૫૦)

શાને ફરે ભ્રમર પંકજ વાસ લેવા?
પેશીશ મા કમલ મધ્ય પરાગ એવા;
સંકોચશે સહજમાં તવ તું મરીશ,
એને વિષે અધમ, આકુલ થઇ મરીશ.
(પૃ. ૫૨)

શોભાયમાન નિજ નારી તણે જ રંગ,
રાચ્યો, સ્વરૂપ વિસરેથી પડીશ સંગ;
સ્નેહે કરી યુગલ પક્ષ થશે જ બંધ,
મોટી મમત્વ ઝળ ઝાળ બળીશ અંધ.
(પૃ. ૫૪)

( રથોદ્ધતા )

કર્મમૂળ મનુષ્યાવતાર ત્યાં,
કલ્પવૃક્ષ પ્રગટ્યો વિચારતાં;
જેહ મધ્ય શત શાખ શોભતી,
બાર બાર લઘુ શાખ લોભતી.
પત્ર છત્રીસ સહસ્ર જેહને,
ભક્તિ ફૂલ, ફળ મુક્તિ તેહને;
એક પત્ર સિત શ્યામ વ્યક્ત છે,
મધ્ય નીલ સપવિત્ર રક્ત છે.
એક પક્ષ નિત્ય કામ ભાજતો,
કો સમે કલપવૃક્ષ ગાંજતો;
પુષ્પ ગ્રીમળ પરાગ ચાખ રે,
જીવ પક્ષી, ફળ ભક્ષી રાખ રે.

(પૃ. ૬૨-૬૩)

( પ્રમિતાક્ષરા )

શઠ ! શું કરે તું તરુણી તરુણી,
ધરણી વિકાર, મલની ભરણી;
મનુષ્યાવતાર કરની કરણી,
હરિભક્તિ મુક્તિપદની સરણી.
કોઇ કાળ ભૂષણ સુવસ્ત્ર ધરી,
સુતને વિવાહ મન હર્ષ ભરી;
કોઇ કાળ નેત્ર જળધાર વહી,
તુજને રડે તનય તાત ! કહી.

× ×

કોઇ કાળ શાંતિક પ્રિયા પરણી,
કોઇ કાળ સૂતકક્રિયા કરણી;
ઇમ હર્ષ શોક નરને નિરમ્યા,
તોય કોણ દુઃખ ભવથી વિરમ્યા ?

(પૃ. ૬૮)

'બાર માસ'માં પ્રત્યેક માસના વિરહવર્ણનના આરંભમાં એક છટાદાર માલિની છે. ઉદાહરણ તરીકે:

પ્રકટી મદનવ્યાધિ, મારતો બાણુ સાંધી,
હરિ હરિ કહે રાધી, પ્રેમને પાશ બાંધી,
વિરહ વિકળ રોતી, ચીરશું નીર લ્હોતી,
અરુણુ નયન દીસે, આંસુ જોતી અરીસે.[૩૮]

× ×

સુણુ, ધન, મુજ વાણી, વર્ષતું રાખ પાણી,
ક્ષણુ ઇક થિર રે'ને, કૃષ્ણુની વાત કે'ને;
મધુપુર થકી આવ્યો, શા સમાચાર લાવ્યો,
મધુરી મુરલી મીઠો, કૃષ્ણુજી ક્યાંય દીઠો.

× ×

તન મન ધન મારો, વીજળી વીર તારો,
મધુપુર જઇ માણે, પીડ મારી ન જાણે;
ક્ષણુ ઇક સુખ દીધું, તાહરી પેર કીધું,
ચમક ચપળ બાઇ, શીખવ્યો તેં જ ભાઇ.

× ×

પલ ન પલક ભાગી, રાધિકા રાત જાગી,
વિરહ દુઃખ વિભાગી, નારમાં હાક વાગી;
ભુવન ભુવન ભોળી, નીકળી નાર ટોળી,
સજન જન મળ્યું છે, પ્રેમની વાત પૂછે.

× ×

અંતમાં—

વ્રજ થકી ઘર આવે, નાર મોતી વધાવે,
ઘરઘર થકી ગોપી, નીકળી લાજ લોપી;

૩૮. પ્રાચીન કાવ્યસુધા, ભાગ ૧, પૃ. ૧૧૦

નખ શિખથી નિહાળે, આરતીને ઉજાળે,
રસબસ થઇ રાધા, ભાંજતી શોકબાધા.[૩૯]

રત્નેશ્વરના ભાગવતમાં પણ પ્રત્યેક અધ્યાયને આરંભે એક સંસ્કૃત તેમ જ એક ગૂજરાતી વૃત્ત મૂકવામાં આવેલ છે. એમાં એક પ્રકારની ઔપચારિકતા હોવાને લીધે, એમાં રત્નેશ્વરના શૈલીગુણ 'પ્રબોધપંચાશિકા' અને 'બાર માસ' જેટલા દીપી નીકળતા નથી. એમાંથી થોડાંક ઉદાહરણો :

( દ્રુતવિલમ્બિત )

પ્રથમમાં ખટ પ્રશ્ન કર્યા મુનિ,
નિમિષમાં કરતા નિગમધ્વનિ;
દ્વિતીયમાં કહી ઉત્તર ચ્યારનો,
વિબુધ સૂત સમુદ્ર–વિચારનો.

—સ્કન્ધ ૧, અધ્યાય ૨

( વસન્તતિલકા )

શ્રી ભાગવત–રસપાન કથા સમન્ધ,
શ્રોતા પરીક્ષિત તણો તવ કહે સમન્ધ;
સંસુપ્તબાલવધકારકવિપ્રદંડ,
એહવી કથા કથિત સપ્તમમાં પ્રચંડ.

—સ્કન્ધ ૧, અધ્યાય ૭

( ભુજંગપ્રયાત )

હવે સાતમે કૃષ્ણલીલાવતાર,
કહ્યાં તે અજે પુત્રને વાક્યસાર;
તિહનાં કર્મ સાથે પ્રયોજંન ભાખ્યાં,
ગુણો વર્ણવ્યા વૈષ્ણવે મંન રાખ્યા.

—સ્કન્ધ ૨, અધ્યાય ૭

---

૩૯. એજન, પૃ. ૧૧૬–૧૮

( અનુષ્ટુપ )

દશે ભાગવતાખ્યાન-મિષે મુનિ જણાવશે;
પરિક્ષિત્-પ્રશ્ન-સન્દેહ-અંગ-ભંગ જણાવશે.

—સ્કન્ધ ૨, અધ્યાય ૧૦

આ પછીના કાળનું સૌથી મહત્ત્વનું વૃત્તબદ્ધ કાવ્ય તે જૈન કવિ કેશરવિમલકૃત 'સૂક્તમાલા.'[૪૦] ૧૭૦ કડીનું. એ કાવ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર વર્ગમાં વહેંચાયેલું છે, અને પ્રત્યેક વર્ગમાં તે વર્ગને અનુરૂપ એવા જુદા જુદા વિષયો ઉપર વિવિધ વૃત્તોમાં કવિએ સ્વરચિત સૂક્તો આપ્યાં છે. અર્થાત્ આ રીતે 'સૂક્તમાલા' એ તેનું સાર્થક નામ છે. થોડાક દસકાઓ પૂર્વે જૈન સાધુસમાજમાં એમાંનાં સૂક્તોનો સારો પ્રચાર હતો; અને વ્યાખ્યાન કરતાં યોગ્ય પ્રસ્તાવે અનુરૂપ વિષયનાં મુખપાઠે કરેલાં સૂક્તોનો ઉચિત ઉપયોગ કરવામાં આવતો. 'સૂક્તમાલા'ના ચારે વર્ગમાંથી થોડાંક ઉદાહરણ જોઈએ :

સજ્જન વિષયે—

( માલિની )

સદય મન સદાઇ, દુઃખિયાં જે સહાઇ,
પરહિત મતિદાઇ, જાસ વાણી મીઠાઇ,
ગુણ કરિ ગહરાઇ, મેઘ જ્યૂં ધીરતાઇ,
સજ્જન મન સદાઇ, તેહ આનંદદાઇ.

—ધર્મવર્ગ, કડી ૧૩

સાધુધર્મ વિષયે—

( શાર્દૂલવિક્રીડિત )

જે પંચવ્રતમેરુભાર નિવહે, નિઃસંગ રંગે રહે,
પંચાચાર ધરે, પ્રમાદ ન કરે, જે દુઃખ તો બહુ સહે,

૪૦. પ્રસિદ્ધ, મારા વડે સંપાદિત, 'સાહિત્ય', ઑગસ્ટ-સપ્ટેમ્બર, ૧૯૩૧.

પંચે ઇંદ્રી તુરંગ જે વશી કરે, મોક્ષાર્થનઇ સંગ્રહે,
એવો દુષ્કર સાધુધર્મ ધન તે જે જ્યૂં ગ્રહે ત્યૂં વહે.

—ધર્મવર્ગ, કડી ૭૩

અવિશ્વાસ વિષયે—

( ઉપજાતિ )

વિશ્વાસ સાથે ન છલેં રમીજે,
ન વયરીવિશ્વાસ કદાપિ કીજેં,
જો ચિત્ત એ ધીર ગુણેં ધરીજેં,
તો લચ્છી-લીલા જગમેં વરીજેં.

—અર્થવર્ગ, કડી ૧૮

દ્યૂત વિષયે—

( દ્રુતવિલમ્બિત )

સુગુરુ દેવ જિહાં નવિ લેખવેં,
ધનવિનાશ હુવેં જિણ ખેલવેં,
ભવભવેં ભમિવો જિણ ઊવટેં,
કહો નેં કુંણ રમેં તિણ જૂવટેં ?

—અર્થવર્ગ, કડી ૨૩

મદ્યે—

( ભુજંગપ્રયાત )

સુરાપાનથી ચિત્તમાં ભ્રાંત થાયેં,
ગળે લાજ-ગંભીરતા, શીલ જાયેં;
જિહાં જ્ઞાન વિજ્ઞાન મૂઝેં, ન સૂઝેં,
ઇસુ મદ્ય જાણી ન પીજેં, ન દીજેં.

—અર્થવર્ગ, કડી ૨૬

કીર્તિ—

( માલિની )

દિશ દિશ પસરંતી ચંદ્રમાજ્યોતિ જેસી,
શ્રવણ સુણત લાગે, જાણ મીઠી સુધા શી;

નિશદિન જન ગાયે, રામ રાજન્ન જેવી,
ઇણિ કલિ બહુ પુણ્યેં પામીઇ કીર્તિ એવી.

—અર્થવર્ગ, કડી ૩૦

કામની દુર્જયતા—

( ઉપજાતિ )

કંદર્પ પંચાનન તેજ આગેં,
કુરંગ જેવા જગજીવ લાગે;
સ્ત્રીશસ્ત્ર લેઇ જગે વદીતા,
તે એણુ દેવા જનવૃંદ જીતા.

—કામવર્ગ, કડી ૨

કામની પ્રબળતા—

( શાર્દૂલવિક્રીડિત )

ભિલ્લીભાવ છલ્યો મહેશ ઉમયા જે કામરાગે કરી,
પુત્રી દેખી ચલ્યો ચતુર્મુખ હરિ, આહેરિકા આદરી,
ઇન્દ્રે ગૌતમની ત્રિયા વિલસીને સંભોગ તે ઓલવ્યા,
કામે એમ મહંત દેવ જગતે તે ભોલવ્યા–રોલવ્યા.

—કામવર્ગ, કડી ૪

સ્ત્રીના દોષ—

( વસન્તતિલકા )

માર્યો પ્રદેશી સુરિકાંત વિષાવલીએં,
રાજા જસોધર હણ્યો નયનાવલીએં,
દુઃખી કર્યો શ્વસુર નૂપરપંડિતાએં,
દોષી ત્રિયા ઇમ ભણી નિજદોષતાએં.

—કામવર્ગ, કડી ૧૦

પુત્ર વિષયે—

( શાલિની )

ગંગાપુત્રે વિશ્વમાં કીર્તિ રોપી,
આજ્ઞા તેણે તાત કેરી ન લોપી,

તે ધન્યા જે અંજનીપુત્ર જેવા,
જેણે કીધી જાનકીનાથસેવા.

—કામવર્ગ, કડી ૨૦

રાગ વિષયે—

( ઉપજાતિ )

રાગે ન રાચે ભવબંધ જાણી
જે જાણુ તે, રાગ વસે અનાણી;
ગોરી તણે રાગ મહેશ રાગી,
અર્ધાંગ દેવા નિજ બૂધ જાગી.

—મોક્ષવર્ગ, કડી ૨૮

આત્મપ્રબોધ—

( વસન્તતિલકા )

એ મોહનિંદ તજી કેવલ બોધ હેતેં,
જે ધ્યાન શુદ્ધ હૃદિ ભાવિનિ એકચિત્તેં;
જ્યૂં નિઃપ્રપંચ નિજ જ્યોતિસ્વરૂપ પાવેં,
નિર્બોધ એ અક્ષય મોક્ષસુખાર્થ આવેં.

—મોક્ષવર્ગ, કડી ૩૫

વૈરાગ્ય—

( માલિની )

ભવ વિષય તણા જે ચંચલા સૌખ્ય જાણિ,
પ્રિયતમ પ્રિયભોગા ભંગુરા ચિત્ત આણિ,
કરમદલ ખપેઇ, કેવલજ્ઞાન લેઇ,
ધનધન નર તેઇ મોક્ષ સાધે જિ કેઇ.

—મોક્ષવર્ગ, કડી ૩૬

અઢારમા શતકના ઉત્તરાર્ધમાં થઈ ગયેલા કવિ રણછોડકૃત 'રાધાવિવાહ'[૪૧] નામના નાનકડા કાવ્યમાં ભુજંગીનો પ્રયોગ છે.

૪૧. પ્રસિદ્ધ: બૃહત્કાવ્યદોહન, ભાગ ૧

આ ઉપરાંત, સં. ૧૭૫૪ માં રચાયેલ સૂરતના ઔદિચ્ય ટોળક બ્રાહ્મણ વલ્લભકૃત 'રેવામાહાત્મ્ય' અથવા 'રુદ્રદેહાસ્તુતિ' [૪૨] નામનું નર્મદાસ્તુતિવિષયક ૨૧૫ કડીનું કાવ્ય આખુંયે ભુજંગીની ચાલમાં છે.

## ઓગણીસમો સૈકો

ઓગણીસમા સૈકાના પહેલા વર્ષમાં, સં. ૧૮૦૦ માં, રચાયેલ ધોળકાનિવાસી ઔદિચ્ય ટોળક જીવરામ ભટ્ટકૃત 'જીવરાજ શેઠની મુસાફરી[૪૩]' નામનું ૮૭ કડીનું કાવ્ય આખુંયે નંદરાગવૃત્તમાં છે. પ્રેમાનંદના 'વિવેકવણઝારા'ની પદ્ધતિએ લખાયેલું એ વાણિજ્યમૂલક રૂપક છે. શિવમાંથી પ્રકટેલો જીવ ભવની મુસાફરી કરીને સત્સંગપ્રભાવે પાછો કેવી રીતે શિવરૂપ થઈ જાય છે, એ વિષયનું એમાં નિરૂપણ છે. જોકે "રૂપક તરીકે એની કીમત ઓછી છે. ધોળકાના કવિનું રૂપક ગંઠાઈ ગયેલા છોડની પેઠે અણખીલ્યું જ રહ્યું છે; એના આરોપમાં સાદૃશ્યનું ધોરણ જળવાયું નથી; અને ઉપપત્તિની ખામી ડગલે ડગલે ઠેબે ચડે છે. કાવ્યમાં સમાયેલું તત્ત્વજ્ઞાન ઉપલકિયું છે."[૪૪] છતાં આપણી દૃષ્ટિએ તો આ કૃતિ મહત્ત્વની છે. આરંભની કેટલીક કડીઓ—

શિવરાજ પુત્ર જીવરાજને,
મોકલે વિદેશમાં કહી સુકાજને;
"જાઓ મૃત્યુ લોકમાં ગુમાસ્તા લેઇને,
માલ વોરજો જી પુત્ર, શુદ્ધ જોઇને. ૧
સાથ રાખજો દલાલ સંત કોઇને,
લેવરાવશે સુમાલ સારો જોઇને;

---

૪૨. અપ્રસિદ્ધ: ગૂ. વ. સો. નો સંગ્રહ, નં. ૪૯૬

૪૩. પ્રસિદ્ધ: બૃહત્કાવ્યદોહન, ભાગ ૧. એમાં કાવ્યના આરંભે "હીરછંદની ચાલ" એ પ્રમાણે છંદનો નામનિર્દેશ કર્યો છે, પરન્તુ ર જ ર જ ગ એ પ્રમાણે તેર વર્ણોનું બનેલ એ નંદરાગ નામે વૃત્ત છે.

૪૪. પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય, પ્રસ્તાવના, પૃ. ૩૫

આગવો સુસંગ લેઈ રાખજો કને,
ધીરશો મા કામ ક્રોધ લોભ ચોરને. ૨
મૂકજો કુસંગ ફાંસિયાતણી પુરી,
આવશે અપાર મોહની નદી ખરી;
બેસજો વૈરાગ્ય નાવમાં ફરી ફરી,
ચાલજો સુવાટ પેલી પાર ઊતરી. ૩
વિકટ છે અવાટ, બીજી વાર ચૂકશો,
જાણુ દેશ રહી જશે, અજાણુમાં જશો;
વિષે ધૂર્ત, મધ્ય જાળ માંહિ ડૂબશો,
કામરૂપ દંભ, ત્યાં વિવેક ભૂલશો. ૪

અને અંતમાં—

પ્રવૃત્તિ ભ્રાંતિ (?) ને નિવૃત્તિ ચિત્ત રાખજો,
નિવૃત્તિ ચિત્ત રાખે ભક્તિ સ્વાદ ચાખશો;
ભક્તિને નવે પ્રકારમાં રમાડજો,
તે રમાડતાં પ્રભૂથી પ્રેમ આણજો. ૮૪
પ્રેમ આણતાં વિરાગ તુર્ત ભાવશે,
તે સમે પ્રપંચવાત તુચ્છ લાગશે;
જ્ઞાન આવતે વિરાગમાં ઠરી જશે,
તે સમે વિવેક સત્પદાર્થનો થશે. ૮૫
વિધિ નિષેધના બધા અનિત્ય જાણશો,
તે સમે સમાધિ માર્ગ યોગ ઝાલશો;
યોગ માર્ગ ઝાલી લિંગદેહ ત્યાગશો,
લિંગદેહ ત્યાગે જીવ શિવ થઇ જશો. ૮૬
**સંવત અઢાર પડવો પોષ માસનો,**
આ નવીન ગ્રંથ પૂર્ણ તે સમે બન્યો;
હું કવિ અજાણ, દોષ હ્રસ્વ દીર્ઘનો,
જાણતો નથી, સુધારજો કવિજનો. ૮૭

ગૂ. વ. સો. ના સંગ્રહમાંની હાથપ્રત નં. ૧૦૩૫માંથી કોઈ અજ્ઞાત કવિકૃત પાંચ તૂકનું 'ગણેશસ્તોત્ર' મળી આવે છે. તે આખુંયે ચામરમાં છે. આવાં નાનાં કાવ્યોમાં રચ્યા સાલ હોતી જ નથી, તેમ વળી આ કૃતિને અંતે લહિયાએ લખ્યા સાલ પણ આપી નથી. પરન્તુ આ જ હાથપ્રતમાંનાં બીજાં કાવ્યોને અંતે નકલ કર્યાની જે સાલ આપી છે, તે સં. ૧૮૧૯ થી ૧૮૩૫ સુધીની છે, એટલે 'ગણેશસ્તોત્ર'ના રચનાકાળની ઉત્તરમર્યાદા ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધની ગણી છે.

'ગણેશસ્તોત્ર' ગૂજરાતી લિપિમાં ઉતારવામાં આવેલ છે. નકલ ખૂબ ભ્રષ્ટ અને અશુદ્ધ છે તેમ જ કેટલેક સ્થળે અર્થ પણ અસ્પષ્ટ રહે છે, છતાં તેમાં પ્રયોજાયેલ ચામરના ઉદાહરણ તરીકે આદિ તથા અંતની એક એક કડી અહીં ઉતારી છે.

આદિ—

હેમજાસુતં　ભુજં　ગણેશ　ઈશનંદનં,
એકદંડ　વક્રતુંડ　નાગઅગનસૂત્રકં;
રગતગાત્ર ધુમરનેત્ર સુકલ　વ્રખશમંડિયં,
શ્રીકમલ વ્રખશ ભગતીરખશ નમસ્તુ તે ગજાનનં.

અંતમાં—

રિદ્ધિ　બુદ્ધિ　અષ્ટસિદ્ધિ　નવ્યનિદ્ધિદાયકં,
જગત્ક્રમ શરવધરમ વરણાવરણી　અરમિતં,
ભૂતદુષ્ટ　દુષ્ટભુષ્ટ　દાણાવ　દુરંતરં,
શ્રીકમલવ્રખશ ભગતીરખશ　નમસ્તુ તે ગજાનનં.

આ પછી એક જુદી જ ભાત પાડતું કાવ્ય તે દેવીભક્ત કવિ મીઠુએ શંકરાચાર્યની 'સૌન્દર્યલહરી'નો 'શ્રીલહરી'[૪૫] એ નામથી

૪૫. કવિ મીઠુના જીવન તથા કવનના પરિચય માટે જુઓ દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતાકૃત 'શાક્ત સંપ્રદાય', પૃ. ૧૨૦–૨૭. મીઠુના અનુવાદ સાથે કવિ બાલાશંકરના અર્વાચીન અનુવાદની અછડતી તુલના

૧૦૩ શિખરિણીમાં કરેલો સમશ્લોકી અનુવાદ છે. સમશ્લોકી અનુવાદની રીતિ પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વિરલ છે, અને તેમાંયે આટલા લાંબા કાવ્યનો સળંગ સમશ્લોકી અનુવાદ તો એક અપવાદરૂપ જ છે. વળી અનુવાદ સામાન્ય કોટિનો નથી, એ પણ એક નોંધપાત્ર હકીકત છે.

કવિ મીઠુનો જીવનકાળ સં. ૧૭૯૪ થી સં. ૧૮૪૭ સુધીનો છે. તેના અનુવાદમાંથી એક ઉદાહરણ જોઈએ :

કૅશે વાંકી, ધીરી હસત, ઉદરે પાતળી ઘણી,
કટીતટ્ટે પ્હોળી, કઠિન કુચતટ્ટે બહુ બણી;
સ્વભાવે છે ઋજવી, સરલ ફુલ જેવી કુંળી ભણી,
જગદ્રક્ષા કામે વિલસી કોઇ શકિત શિવ તણી.[૪૬]

ઓગણીસમા શતકના પૂર્વાર્ધમાં થઈ ગયેલા વસાવડનિવાસી કવિ કાલિદાસના 'પ્રહ્‌લાદાખ્યાન'માં[૪૭] ચૌદમું કડવું આખું તોટક છંદમાં છે. જુઓ :

ભણે ઇન્દ્ર મુનીન્દ્ર ઉપેન્દ્ર નમો,
કરુણાવર શ્રી હરિચંદ નમો;
સચ્ચિદાનંદ શ્રી અવિનાશી નમો,
કમળાવર વૈકુંઠવાસી નમો.

---

પણ તેમણે કરી છે. 'શ્રીલહરી'ની હાથપ્રત ક્યાં છે, એ વિશે એમણે કંઇ ઉલ્લેખ કર્યો નથી; અને તેથી આ પ્રાસાદિક કાવ્યમાંથી વિશેષ અવતરણો આપવાનું બની શક્યું નથી.

૪૬. નીચેના શ્લોકનો પ્રસ્તુત કડી અનુવાદ છે :

अराला केशेषु प्रकृतिसरला मन्दहसिते
शिरीषाभा चित्ते दृषदुपलशोभा कुचतटे ।
भृशं तन्वी मध्ये पृथुरुरसिजारोहविषये
जगत् त्रातुं शम्भोर्जयति करुणा काचिदरुणा ॥

૪૭. પ્રસિદ્ધ : બૃહત્કાવ્યદોહન, ભાગ ૧.

પુરુષોત્તમ પંકજનેત્ર નમો;
પરિપૂરણ બ્રહ્મ પવિત્ર નમો,
રવિકોટીકલા વર રૂપ નમો,
ભગવાન સુરાસુર ભૂપ નમો,
પરમેશ્વર પન્નગશાયી નમો,
સચરાચર સંપદદાયી નમો,
શિર ચર્ણ કરાંબુજ સહસ્ર નમો,
પરિધાન પીતાંબર વસ્ત્ર નમો.

એ જ કવિના 'સીતાસ્વયંવર'નું[૪૮] મંગલાચરણ તોટકમાં છે તેમ જ તેનું ૧૨ કડીનું 'અંબાષ્ટક'[૪૯] આખુંયે ભુજંગીમાં છે.

૧૨૩ છટાદાર ભુજંગીમાં લખાયેલું અજ્ઞાત કવિકૃત 'નાગદમણ'[૫૦] પણ એક સારું કાવ્ય છે. કાવ્યમાં જેમ કર્તાનું નામ નથી તેમ રચ્યાસાલ પણ નથી, તથા રચ્યાસાલ નક્કી કરવાનાં બીજાં કોઈ સાધનો નથી. સં. ૧૮૧૯માં હાથપ્રત લખાયેલી છે, તે ઉપરથી રચનકાળની માત્ર ઉત્તરમર્યાદા નક્કી કરી શકાય છે; એટલે કાવ્યને ઓગણીસમી સદીમાં મૂક્યું છે, એ કેવલ અનુમાન જ છે. તેનો રચનકાલ વધારે જૂનો પણ હોઇ શકે. એમાંથી એક ઉદાહરણ—

વિહાણે જવે નાથ જાગે વિહીલા,
દિયે દોહવા ધેન ગોવાલ હેલ્યા,
જગાડે જસોદા, જદુનાથ જાગે,
મહી માટ ઘૂમે, નવે નિધ્ય માગે.

કોઈ ભૂખણ ભકતે ઈશ્વરભક્તિનાં પાંચ અષ્ટકો[૫૧] ભુજંગી છંદમાં લખ્યાં છે. એના સમયનિર્ણયનું કોઈ સાધન નહિ હોવાને

---

૪૮. પ્રસિદ્ધ: પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, વર્ષ ૫, અંક ૧.
૪૯. અપ્રસિદ્ધ: હાથપ્રત, ગૂજરાત વ. સો.નો સંગ્રહ, નં. ૮૫૧.
૫૦. અપ્રસિદ્ધ: હાથપ્રત, ગૂ. વ. સો. નો સંગ્રહ નં. ૩૫૫
૫૧. પ્રસિદ્ધ : બૃહત્કાવ્યદોહન, ભાગ ૧

કારણે તેની કૃતિને પણ અહીં જ સ્થાન આપ્યું છે. પાંચ અષ્ટકો પૈકી પહેલામાં ૮, બીજામાં ૯, ત્રીજામાં ૧૧, ચોથામાં ૯ અને પાંચમામાં ૧૩, એમ મળી કુલ ૫૦ કડીઓ છે. સામાન્ય ધર્મબોધ એ જ કાવ્યનો વિષય છે. બીજા અષ્ટકમાંથી—

ઘણા પૂન્યના ભાવથી દેહ પામ્યાં,
હસંતાં રમંતાં સુખે દીન વામ્યાં,
ગયા નાથનું નામ તો સદ્ય ચૂકી,
ભજો રામને, કામને દૂર મૂકી.
ભણ્યા શાસ્ત્ર સિદ્ધાન્તની સર્વ વાત,
નથી ઓળખ્યા શ્રી તમે પ્રાણનાથ;
વિવેકી થઈ કાં કરો બુદ્ધિ ટૂંકી,
ભજો રામને, કામને દૂર મૂકી.

આપણા પ્રાચીન કવિઓના છેલ્લા પ્રતિનિધિ દયારામકૃત 'ષડ્ઋતુવિરહવર્ણન'માં[૫૨] શાર્દૂલ અને માલિનીનો પ્રયોગ છે. છપાયેલી આવૃત્તિમાં એ વૃત્તો ખૂબ જ અશુદ્ધ અને ભ્રષ્ટ સ્થિતિમાં જોવામાં આવે છે. દયારામ જેવા બહુશ્રુત કવિ જો વૃત્તો લખે, તો આટલાં અશુદ્ધ લખે, એ મારા માન્યમાં આવતું નથી. મને તો એમાં હાથપ્રતોનો અને સંપાદકોનો દોષ જણાય છે. 'ષડ્ઋતુવર્ણન'ના અંતે આવતી માલિની, તેનું છેલ્લું ચરણ ભ્રષ્ટ છે તોપણ, બતાવી આપશે કે વૃત્તો ઉપર કવિશ્રીનો હાથ સારો બેઠેલો હતો. પહેલાં ત્રણ ચરણ તો આપણને રત્નેશ્વરની યાદ આપે છે—

રતિ સહ ઋતુ ગાશે, પાપ સંતાપ જાશે,
સુમતિ ઉર ભરાશે, કૃષ્ણશું પ્રેમ થાશે,
સફલ ચિત્ત ચહાશે, વિઘ્ન સર્વે પળાશે,
પરમ હરખ થાશે, સ્નેહરસ પીજે પાશે.

---

૫૨ પ્રસિદ્ધ : દયારામકૃત કાવ્યમણિમાલા, પુ. ૫, પૃ. ૨૪૧–૫૯

કવિશ્રીનાં બીજાં કાવ્યોમાં 'કૃષ્ણઅષ્ટોત્તરશતનામચિન્તામણિ'[૫૩] તથા યમુનાસ્તુતિ'[૫૪] બન્ને ભુજંગીમાં છે.

'કૃષ્ણઅષ્ટોત્તરશતનામમાલા'નો આદિભાગ—

નમો શ્રી ગુરુદેવ, શ્રીકૃષ્ણ સ્વામી,
નમો નંદકુમાર, સુપર્ણગામી,
નમો શ્રી યશોદાઅસુમીનવારી,
નમો શ્રી બલાનુજ આનંદકારી. ૧
નમો રાધિકાનાથ, ગોપીશવૃંદા,
નમો શ્રી યમુનાપતિ, મોહકંદા,
નમો ગોકુલાધીશ, શ્રીશૈલધારી,
નમો રાસવિહારી, શ્રીજી, મુરારિ. ૨

અંતમાં—

ઇતિ નામ શ્રીકૃષ્ણ આનંદકારી,
નમો કામના સર્વ દાતા દુખારિ,
મહાતાપ સંતાપકૃત્ભૂતભસ્મી,
સદાકાળ ગાજો સહુ જસ્મી તસ્મી. ૧૫
મહા પ્રેમભક્તિ વ્રજાધીશ ખાસી,
સદાકાળ તે વ્યાપિ વૈકુંઠવાસી,
કરે પાઠ એ શ્રીહરિ જાય રીઝી,
દયાના પ્રભુજી મળે તોપ ભીજી. ૧૬

'યમુનાસ્તુતિ'ની પહેલી સિવાય બધી કડીઓ ભુજંગીમાં છે.

આરંભમાં—

નમો શ્રી યમુને મહારાણી દેવી,
સુરાસુર બ્રહ્મા શિવાદિક સેવી,
ધ્રુવાદિક તે ધ્રુવ ધામે નિવાસી,
પ્રિયા ગોપિકા કૃષ્ણ થૈ આપ વાસી. ૨

---

૫૩. પ્રસિદ્ધ : દયારામકૃત કાવ્યમણિમાલા, પુ. ૩, પૃ. ૯૮–૯૯

૫૪. પ્રસિદ્ધ : એજન, પૃ. ૩૪૭–૫૦

સરિતા સહુ સ્વામિની શ્રેષ્ઠ ગંગે
મહાસિદ્ધિ પામી તમારા પ્રસંગે;
અહો અત્ય અદ્‌ભુત મહિમા શું ભાખું?
સમુદ્રેથી બિન્દુ સમું જલ્પ દાખું. ૩

અંતમાં— તટે રાસક્રીડા સદા કૃષ્ણ ગોપી,
લીલા લાડિલી લાલ એકાંત ઓપી;
જહાં વૃક્ષવૃક્ષે વસ્યા વેણુપાણિ,
પત્રેપત્ર ચોભુજ છે વેદવાણી. ૧૬
અલૌકિક આનંદ દાતાર માજી,
'દયો દાસ મારો' મુખે કો'ની ગાજી;
ભણે વા સુણે સ્તોત્ર આ પ્રેમ આણી,
કૃપાદષ્ટિ તેને કરે કૃષ્ણરાણી,

વસનજી નામે કોઈ લેખકની 'સૂર્યછંદ'[૫૫] અને 'હનુમાનજીના છંદ'[૫૬] નામની બે નાનકડી પદ્યકૃતિઓ મળી આવે છે. આ કવિનો સમય નિશ્ચિત કરવાનું કોઈ સાધન નથી, પણ 'સૂર્યછંદ'ની પ્રત સં. ૧૯૦૫ માં લખાયેલી છે, એટલે ઓગણીસમા સૈકાનો અંત એ તેના સમયની ઉત્તરમર્યાદા છે. બાકી કવિ જૂનો હોવાનો સંભવ છે. બન્ને કૃતિઓમાં અનુક્રમે સૂર્ય અને હનુમાનની સ્તુતિ ભુજંગી છંદની ચાલમાં કરવામાં આવેલી છે.

વસન્તદાસનું 'કાશીમાહાત્મ્ય'[૫૭] નામનું એક નાનું કાવ્ય પણ આખું ભુજંગીમાં છે. કાશીનગરીનો મહિમા એમાં કર્તાએ ગાયો છે. કાવ્યનો રચનાકાળ જાણવામાં નથી, પણ હાથપ્રત સં. ૧૯૧૦માં લખાયેલી છે; એટલે બીજા કોઈ પુરાવાને અભાવે તેને ઓગણીસમી સદીના અંતમાં મૂક્યું છે. પરન્તુ કૃતિ જૂની હોવાનો સંભવ છે ખરો.

---

૫૫ અપ્રસિદ્ધ : હાથપ્રત, ગૂ. વ. સો. નો સંગ્રહ, નં. ૭૪૨
૫૬. અપ્રસિદ્ધ : હાથપ્રત, ગૂ. વ. સો. નો સંગ્રહ, નં.૭૪૨
૫૭. અપ્રસિદ્ધ : હાથપ્રત, ગૂ. વ. સો. નો સંગ્રહ, નં ૭૪૨

## પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચનાઓનું સ્થાન

આમ વિક્રમના ચૌદમા શતકથી ઓગણીસમા શતકના અંત સુધીની પ્રાપ્ત વૃત્તરચનાઓનો પરિચય આપણે કરી ગયા. એ ઉપરથી જોઈ શકાશે કે ગૂજરાતીમાં પણ, મરાઠીની જેમ, ઘણા પ્રાચીન કાળથી વૃત્તબદ્ધ કાવ્યરચના થતી આવી છે. ગૂજરાતી સાહિત્યને મળેલો સંસ્કૃત વાઙ્મયનો એ વારસો છે. પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં પણ એ વારસો ઓછાવત્તા પ્રમાણમાં સચવાયેલો છે. અર્થાત્ પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચનાનો ઉદ્‌ભવ આકસ્મિક રીતે નહિ, પરન્તુ સતત ચાલતા આવેલા એક પ્રવાહના પરિણામરૂપે થયેલ છે.

પરન્તુ સાથેસાથ એ કબૂલ કરવું જોઈએ કે પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં વૃત્તરચના ઝાઝી વ્યાપક નથી. તેનું એક કારણ એ પણ હોઈ શકે કે પદ્યરચનાનો આ પ્રકાર મુકાબલે પૂરતો લોકપ્રિય થયો નહોતો. કાવ્ય વાચન કરતાં શ્રવણનો વિષય વધુ અંશે હોઈ તેને સંગીતની સહાયની જરૂર હતી; વૃત્તોમાં લખાયેલાં કાવ્યો બહુજનસમાજ સમજી શકે નહિ, એ પણ દેખીતું જ છે. પરિણામે, દૂહા, ચોપાઈ, છપ્પા જેવા માત્રામેળ છંદોમાં રચાયેલી વાર્તાઓ અને પ્રબંધો કે દેશીઓમાં રચાયેલાં આખ્યાન, કાવ્યો અને રાસાઓને મુકાબલે વૃત્તબદ્ધ કાવ્યો જનતાનો ઝાઝો આવકાર પામી શકયાં નહિ. ઉદાહરણ તરીકે, 'રૂપસુન્દરકથા'ની એક માત્ર હાથપ્રત ફાર્બસ ગૂજરાતી સભાના સંગ્રહમાં જો સચવાઈ રહી ન હોત તો આજે આપણને ખબર પણ ન હોત કે આવું એક ઉત્કૃષ્ટ કાવ્ય અઢારમા સૈકામાં અસ્તિત્વમાં હતું. શ્લાઘ્યતા કે અશ્લાઘ્યતાનો આમાં મુદ્દલ પ્રશ્ન નથી, પણ જે પ્રજા 'રૂપસુન્દરકથા'ની એક માત્ર પ્રતિ અકસ્માત્ જાળવી રાખે છે અને પ્રેમાનંદનાં આખ્યાનો કે શામળની વાર્તાઓની ઢૂંઢીબંધ

નકલોનું સંગોપન કરે છે, તે પ્રજાની રસવૃત્તિને કેવા સાહિત્યપ્રકારો માફક હતા તે સહજ સમજી શકાશે.

આથી ઊલટું જ, મરાઠી સાહિત્યમાં જેમ પ્રાચીન કાળથી વૃત્તરચનાઓ થતી આવી છે, તેમ મરાઠી જનતામાં એનો સારી રીતે પ્રચાર પણ થતો રહેલો છે. વામન પંડિતકૃત 'સુદામાચરિત્ર' તથા 'બિલ્હણપંચાશિકા'નો સમશ્લોકી અનુવાદ, સામરાજકૃત 'રુક્મિણી-હરણ' તથા 'લોલિમ્બરાજરત્નકલા', રઘુનાથ પંડિતકૃત 'નલોપાખ્યાન', 'કેકાવલિ'માં પ્રસિદ્ધ થયેલાં મયૂર (મોરોપંત) નાં કેટલાંક કાવ્યો—એ સર્વે વૃત્તબદ્ધ છે, એટલું જ નહિ પણ ખૂબ લોકપ્રિય પણ છે. પ્રાંતિક ભાષાઓ અને સાહિત્યો ઘડાયાં તે અરસામાં—એટલે કે પંદરમા–સોળમા સૈકા પછીના સમયમાં—સંસ્કૃત વાઙ્મય અને પ્રાચીન સંસ્કૃતિનો પરિચય મહારાષ્ટ્રમાં ગૂજરાત કરતાં કંઇક વિશેષ વ્યાપક હતો, તે તો એનું કારણ નહિ હોય? કવિ પ્રેમાનંદે પોતાના શિષ્ય રત્નેશ્વરને મરાઠી જેવી પદ્યરચનાઓ કરવાનું સુપ્રત કર્યું હતું, અને રત્નેશ્વરે ઉત્તમ પ્રતિનાં વૃત્તબદ્ધ કાવ્યો લખીને એ આદેશને લેખનમાં ઉતાર્યો, એમ પ્રાચીન કાવ્યમાળાના સંપાદકો જણાવે છે. બીજું કંઈ નહિ તોયે પ્રાચીન મરાઠી સાહિત્યમાં વૃત્તરચનાઓની ઉત્કૃષ્ટતા, વ્યાપકતા અને લોકપ્રિયતા ઉપર તો આ માન્યતા પ્રકાશ પાડે છે જ.

## વૃત્તબંધો અને ઉચ્ચારણ

જૂની ગૂજરાતીમાં લખાયેલાં વૃત્તબદ્ધ કાવ્યોનો અભ્યાસ ભાષાદૃષ્ટિએ પણ મહત્ત્વનો છે. દેશીઓ તથા અન્ય છંદો માત્રામેળનો વિષય હોવાથી દેશીઓ અથવા માત્રામેળ છંદોમાં રચાયેલાં કાવ્યો ઉપરથી ભાષાનું સ્વરૂપ એકદમ નક્કી થઈ શકતું નથી. સમયના વહેવા સાથે ભાષાસ્વરૂપમાં પરિવર્તન થાય છે, તેથી શબ્દોના માત્રા-

મૂલ્યમાં પરિવર્તન થાય છે; પરન્તુ અક્ષરમેળ વૃત્તો માત્રામૂલ્યમાં થતા પરિવર્તનને સહન કરી શકતા નથી. ભાષાએ અર્વાચીન સ્વરૂપ પકડયું હોય અથવા લહિયાએ ગમે તેવી જોડણી કરી હોય, તોપણ શુદ્ધ વૃત્તબંધ ભાષાનું ખરું સ્વરૂપ તરત પકડી આપે છે. ઉદાહરણ તરીકે, સત્તરમા શતકમાં લક્ષ્મીદાસકૃત 'અમૃતપચીસીરસ'માંથી,

અમૃતરસપચીસી દાસ જે પ્રેમે ગાએ,
અનેક સુખ તે પામે અંતે વૈકુંઠ જાએ,
લલિતમધુરી વાણી સર્વ આનંદ થાએ,
હરિભજ લખમીદાસા જાનકીનાથ રાય.

એ માલિનીના ઉદાહરણમાં કાળાં કરેલાં સ્થાનોએ છંદોભંગ થાય છે. આ જ કડીને મધ્યકાલીન ગૂજરાતીની ત્રીજી ભૂમિકામાં ફેરવી નાખીએ તો,

અમૃતરસપચીસી દાસ જે પ્રેમિ ગાએ,
અનેક સુખ તિ પામેં અંતિ વૈકુંઠ જાએ,
લલિતમધુરી વાણી સર્વ આનંદ થાએ,
હરિ ભજ લખમીદાસા જાનકીનાથ રાય.

બીજી પંક્તિમાં 'પામે' રૂપ ચોથી ભૂમિકાનું છે, પરન્તુ 'અંતિ'ની સાથે 'પામે' રૂપ મળે છે, એ જ બતાવે છે કે 'પામે'નું ઉચ્ચારણ પણ ઉત્તર ગૂજરાતનાં ગામડાંઓમાં થાય છે તેવું 'પામિ'ને મળતું હોવું જોઈએ.

લક્ષ્મીદાસના એ જ કાવ્યમાંથી ઉતારેલી બીજી કડીમાંની

'કમલનયણ મૂકી કાંએ બીજું વિચારે'

એ પંક્તિમાં 'કાંએ'નો ઉચ્ચાર 'કાંય' થતો હોવો જોઈએ, એ સ્પષ્ટ છે. 'રૂપસુન્દરકથા'માંથી ઉતારેલ સ્રગ્ધરાની

'સોહો છો શું ગમે તે ચટચટ કરતા જાઓ કૂડે ભર્યા છો'

એ પંક્તિમાં 'જાઓ'નો ઉચ્ચાર સ્પષ્ટ રીતે 'જાવ' છે.

સં. ૧૫૦૨ માં રચાયેલા 'સુરંગાભિધાન નેમિનાથફાગ' ના મંગલાચરણમાંની

'બોલું નેમિકુમાર કેલિની રતિ ફાગિઇં કરી રંજતી'

એ પંક્તિમાં ઉચ્ચાર 'ફાગેં' એ પ્રમાણે થવો જોઇએ. આજે પણ વેપારીઓ 'ઘીઇ' લખીને 'ઘી' વાંચે છે અને મારવાડી લહિયાઓ 'અકરમ' લખીને 'વિક્રમ' પાઠ કરે છે, એ જાણીતું છે.

એ જ રાસના અંતમાંની—

જે રેવઈ ગિરિરાય ઉપરિ રમઇ, શ્રી નેમિપાયે નમઇ,
તે પામઇ સુખસિદ્ધ, રિદ્ધિહિં રમઇ, શ્રી શાશ્વતી ભોગવઇ.

એ પંક્તિમાં અ + ઈ જુદા લખ્યા છે, પરન્તુ એનું ઉચ્ચારણ તો સંયુક્ત થવું જોઇએ. 'અઇ' અને 'ઐ' ના વચગાળાનું, કંઈક વિવૃત 'ઐ'ને મળતું ઉચ્ચારણ થતું હશે, એમ મારું માનવું છે.

પંદરમા શતકના શાલિસૂરિના 'વિરાટપર્વ'માંનું .

ભમરડઉ મરિવા અણબીહતઉ
પસરિ પઇસઇ કેતકિઇ હતઉ

એ અવતરણ પણ આપણને એ જ અનુમાન કરવાને પ્રેરે છે કે અસંયુક્ત 'અઉ'નું ઉચ્ચારણ 'અઉ' અને 'ઔ'ના વચગાળાનું વિવૃત 'ઔ' જેવું થતું હશે. સત્તરમા—અરાઢમા શતકની મારવાડી હાથપ્રતોમાં, ગૂજરાતી અસંયુક્ત 'અઇ' અને 'અઉ'ને સ્થાને અનુક્રમે 'ઐ' અને 'ઔ' લખેલા મળે છે, તે આ વિવૃત ઉચ્ચારણના સૂચક હશે. સરખામણી તરીકે હાલ હિંદીમાં લખાય છે 'હૈ', પણ બોલાય છે વિવૃત 'હૈ' એટલે કે 'હૅ' જેવું.

જયશેખરસૂરિની 'અર્બુદાચલવીનતી 'ના

નમિય સ્વામિય નિર્મલ ભાવસિઉં,
ગુણતણિ ગુણિના અમ્હે આવિસ્યું

એ અવતરણમાં 'ભાવસિઉં' અને 'આવિસ્યું'નો અનુપ્રાસ મેળવ્યો છે, એ બતાવે છે કે એ બન્નેનું ઉચ્ચારણ, 'સિઉં' અને 'સ્યું'ના વચગાળાનું થતું હશે (ફૂટનોટ નં. ૮) તથા એ જ કારણથી, ક્યું રૂપ લખવું એનો સંભ્રમ લહિયાને થતો હોવો જોઈએ.

પ્રાચીન કાવ્યોના વૃત્તબંધ ઉપરથી ખેંચેલાં આ અનુમાનો માત્ર સૂચનરૂપે છે, છતાં તે એટલું તો બતાવી શકશે કે પ્રાચીન ગૂજરાતી હાથપ્રતોની લેખનપદ્ધતિ અને જનતાની ઉચ્ચારણપદ્ધતિ વચ્ચે સંપૂર્ણ એકરૂપતા નહોતી.

## ઉપસંહાર

"સંસ્કૃત વૃત્તો વિશે આમ સ્થિતિ છે. એ પ્રેમાનંદને સંબંધે ભૂતકાળનું અંગ હતું, તથાપિ ગૂજરાતી સાહિત્યનો ઇતિહાસ જોતાં સંસ્કૃત વૃત્તોનો નવો ઉદય આધુનિક કવિતામાં જ—પાછલા પચાસ વર્ષની અંદર થયો છે, તે દૃષ્ટિએ પ્રેમાનંદની રચનામાં સંસ્કૃત વૃત્તોનું દર્શન તે એક રૂપે તેના પછીના સમયના સ્વરૂપનો જ પ્રવેશ થયો દેખાડે છે, અને એ પ્રકારનો કાલવિરોધ સંશયને માર્ગ આપે છે."[૫૮]

પ્રેમાનંદનાં નાટકોના કર્તૃત્વ સંબંધી ચર્ચા કરતાં સદ્‌ગત સાક્ષર શ્રી નરસિંહરાવે આ વાક્ય લખ્યું ત્યારે પ્રાચીન સાહિત્યમાંની રત્નેશ્વર વગેરેની વૃત્તરચનાઓ માત્ર અપવાદરૂપે જાણવામાં આવી હતી. એ લખાયું ત્યારપછીનાં ત્રીસ કરતાં વધુ વર્ષોમાં પ્રાચીન ગૂજરાતી સાહિત્યનું સંશોધન અને સંપાદન સારા પ્રમાણમાં થયું છે. પરિણામે આ નિબંધમાં પચ્ચીસ સળંગ વૃત્તબદ્ધ કાવ્યોની અને બીજાં લગભગ તેટલાં જ કાવ્યોની પ્રકીર્ણ વૃત્તરચનાઓનો—એટલે આશરે પચાસ કાવ્યોમાં પ્રયોજાયેલાં વૃત્તોનો—પરિચય કરાવી શકાયો

---

૫૮. પ્રેમાનંદનાં નાટકો, પૃ. ૨૬

છે. નવાં સંશોધનો હજી થયે જાય છે, એટલે આ સંખ્યામાં ઉમેરો થવાનો પૂરો સંભવ છે; તોપણ આ નિબંધ ઉપરથી એટલું તો જોઈ શકાશે કે પ્રાચીન ગૂજરાતી સાહિત્યમાં અક્ષરમેળ વૃત્તોનો પ્રયોગ માત્રમેળ છંદો કે દેશીઓને મુકાબલે ઓછો વ્યાપક અને લોકપ્રિય હોવા છતાં કોઈ રીતે અપવાદરૂપ કે અણુછતો નહોતો. આમ હોવા છતાં, એટલું ખરું કે દેશીબદ્ધ આખ્યાનો કે છંદોબદ્ધ વાર્તાઓ જેવી વૃત્તબદ્ધ કાવ્યોની કોઈ વિશિષ્ટ પરંપરા આપણે ત્યાં બંધાયેલી નહિ. એવી પરંપરા તો દલપત-નર્મદના કાળથી જ, સમાજજીવનમાં તેમ સાહિત્યમાં અર્વાચીન યુગના ઉદય સાથે, બંધાઈ.

# પરિશિષ્ટ

## પ્રાચીન ગૂજરાતી સાહિત્યનાં સળંગ વૃત્તબદ્ધ કાવ્યો (સં. ૧૯૦૦ સુધી)

[ જેમાં પ્રકીર્ણ વૃત્તરચનાઓ મળે છે એવી કૃતિઓનો સમાવેશ આ સૂચિમાં કર્યો નથી.]

| કાવ્યનું નામ | રચ્યા સંવત | કર્તા | કાવ્ય પ્રસિદ્ધ છે કે અપ્રસિદ્ધ | પ્રયોજાયેલ વૃત્તો |
|---|---|---|---|---|
| અર્બુદાચલવીનતી | પંદરમા શતકનો ઉત્તરાર્ધ | જયશેખરસૂરિ | 'ગૂર્જર રાસાવલિ'માં પ્રસિદ્ધ થશે. | દ્રુતવિલમ્બિત |
| વિરાટપર્વ | (ઉત્તરમર્યાદા) સં. ૧૪૭૮ | શાલિસૂરિ | ,, | સ્વાગતા, દ્રુતવિલમ્બિત, ઉપજાતિ, શાલિની, માલિની, વસન્તતિલકા ઇત્યાદિ |
| ઇસરશિક્ષા | સોળમા શતકનો ઉત્તરાર્ધ | ઇશ્વરસૂરિ | પ્રસિદ્ધ–'ગૂજરાતી'નો દીપોત્સવી અંક, ઇ. સ. ૧૯૩૭ | ઉપજાતિ |
| ચતુર્વિંશતિ-જિનસ્તુતિ | સોળમા શતકનો ઉત્તરાર્ધ | લાવણ્યસમય | પ્રસિદ્ધ–' જૈનયુગ ' માસિક, પોસ, ૧૯૮૨ | માલિની |
| સ્તંભનપાર્શ્વનાથ સ્તુતિ (૧૩૨ દલ પદ્મબંધ સ્તોત્ર) | સોળમા શતકનો ઉત્તરાર્ધ | ભાનુમેરુ | પ્રસિદ્ધ–ફા. ગૂ. સભા ત્રૈમાસિક | દ્રુતવિલમ્બિત |

| | | | | |
|---|---|---|---|---|
| ભવાની છંદ | ( ઉત્તરમર્યાદા ) સત્તરમા શતકનો પૂર્વાર્ધ | અજ્ઞાત | અપ્રસિદ્ધ–હાથપ્રત,ગૂજરાત વર્ના. સોસાયટીનો સંગ્રહ, નં. ૭૩૮ | ભુજંગપ્રયાત |
| અમૃતરસપચીસી | સત્તરમા શતકનો ઉત્તરાર્ધ | લક્ષ્મીદાસ | અપ્રસિદ્ધ–હાથપ્રત, ગૂજરાત વર્ના. સોસાયટીનો સંગ્રહ, નં. ૪૮૬ | માલિની |
| શૃંગારરસપચીસી | ,, | અજ્ઞાત | અપ્રસિદ્ધ–હાથપ્રત મુનિશ્રી જિનવિજયજી પાસે | માલિની |
| રામરક્ષાસ્તુતિ | ,, | લક્ષ્મીદાસ | અપ્રસિદ્ધ–હાથપ્રત, ગૂજરાત વર્ના. સોસાયટીનો સંગ્રહ, નં. ૭૪૨ | ભુજંગપ્રયાત |
| ફૂલાંચરિત્ર અથવા ભાષાવૈચિત્ર્યાન્તર્ગત સ્ત્રીશિક્ષાપ્રકરણ | સત્તરમા શતકનો ઉત્તરાર્ધ | ગોપાલભટ્ટ | પ્રસિદ્ધ–'રૂપસુન્દરકથા'ના પરિશિષ્ટમાં | ભુજંગપ્રયાત, શાલિની, માલિની, ઉપજાતિ, દ્રુતવિલમ્બિત |
| રૂપસુન્દરકથા | ૧૭૦૬ | માધવ | પ્રસિદ્ધ–ફાર્બસ ગૂજરાતી સભા, મુંબઈ | ભુજંગપ્રયાત, રથોદ્ધતા, સ્વાગતા, સ્રગ્વિણી, શાલિની,માલિની,શાર્દૂલ-વિક્રીડિત,વસન્તતિલકા, મન્દાક્રાન્તા, શિખરિણી, ઇન્દ્રવજ્રા, વંશસ્થ, ઉપ- |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | જાતિ, દ્રુતવિલમ્બિત અને સ્રગ્ધરા |
| કૃષ્ણસ્તુતિઅષ્ટક | (ઉત્તરમર્યાદા)૧૭૩૧ | કહાન | પ્રસિદ્ધ—આ નિબંધમાં | ભુજંગપ્રયાત |
| વૈરાગ્યબોધક કાવ્ય અથવા આત્મવિચાર ચન્દ્રોદય અથવા પ્રબોધપંચાશિકા | અઢારમા શતકનો ઉત્તરાર્ધ | રત્નેશ્વર | પ્રસિદ્ધ—પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક, વર્ષ, અંક ૩; બૃહત્કાવ્યદોહન, ભાગ ૩; પ્રાચીનકાવ્યવિનોદ, ભાગ ૧માં; તથા સસ્તા સાહિત્ય તરફથી પુસ્તિકાકારે | ભુજંગપ્રયાત, દ્રુતવિલમ્બિત, પુષ્પિતાગ્રા, શાર્દૂલવિક્રીડિત, માલિની વસન્તતિલકા, રથોદ્ધતા, પ્રમિતાક્ષરા |
| સૂક્તમાલા | ૧૭૫૪ | કેશરવિમલ | પ્રસિદ્ધ—"સાહિત્ય" માસિક, ઑગસ્ટ—સપ્ટેમ્બર ૧૯૩૧ | માલિની, શાર્દૂલવિક્રીડિત. ઉપજાતિ, દ્રુતવિલમ્બિત, શાલિની, વસન્તતિલકા |
| રેવામાહાત્મ્ય અથવા રુદ્રદેહાસ્તુતિ | ૧૭૫૭ | વલ્લભ (વલ્લભ મેવાડા તથા પ્રેમાનંદસુત વલ્લભથી ભિન્ન) | અપ્રસિદ્ધ, ગૂ. વ. સો. નો સંગ્રહ, નં ૪૮૬ | ભુજંગી |
| જીવરાજ શેઠની પ્રભાતી | ૧૮૦૦ | જીવરામ ભટ્ટ | પ્રસિદ્ધ—બૃહત્કાવ્યદોહન, ભાગ ૧ | નંદરાગ |

| | | | | |
|---|---|---|---|---|
| ગણેશસ્તોત્ર | (ઉત્તરમર્યાદા) ઓગણીસમા સૈકાનો પૂર્વાર્ધ | અજ્ઞાત | અપ્રસિદ્ધ—હાથપ્રત, ગૂ. વ. સો. નો સંગ્રહ, નં. ૧૦૩૫ | ચામર |
| શ્રીલહરી—સૌન્દર્યલહરીનો સમશ્લોકી અનુવાદ | ઓગણીસમા સૈકાનો પૂર્વાર્ધ | મીઠુ | અપ્રસિદ્ધ—હાથપ્રત વિશે માહિતી નથી. | શિખરિણી |
| અંબાષ્ટક | ઓગણીસમા સૈકાનો પૂર્વાર્ધ | કાલિદાસ | અપ્રસિદ્ધ—હાથપ્રત, ગૂજરાત વર્ના. સોસાયટીનો સંગ્રહ, નં. ૮૫૧ | ભુજંગપ્રયાત |
| નાગદમણ | (ઉત્તરમર્યાદા) ૧૮૧૯ | અજ્ઞાત | અપ્રસિદ્ધ—હાથપ્રત, ગૂજરાત વર્ના. સોસાયટીનો સંગ્રહ, નં. ૩૫૫ | ભુજંગપ્રયાત |
| ઈશ્વર વિશે પાંચ અષ્ટકો | (અનુમાને) ઓગણીસમો સૈકો | ભૂખણ | પ્રસિદ્ધ—બૃહત્કાવ્યદોહન, ભાગ ૧ | ભુજંગપ્રયાત |
| કૃષ્ણઅષ્ટોત્તરશતનામચિન્તામણિ | ઓગણીસમા સૈકાનો ઉત્તરાર્ધ | દયારામ | દયારામકૃત કાવ્યમણિમાલા, પુ. ૩ | ભુજંગપ્રયાત |
| યમુનાસ્તુતિ | ,, | ,, | ,, | ભુજંગપ્રયાત |
| સૂર્યછંદ | (ઉત્તરમર્યાદા) | વસનજી | અપ્રસિદ્ધ, ગૂ. વ. સો. નો | ભુજંગપ્રયાત |

| | | | | |
|---|---|---|---|---|
| હનુમાનનો છંદ | (ઉત્તરમર્યાદા) સં. ૧૯૦૫ | વસનજી | અપ્રસિદ્ધ—ગૂજરાત વર્ના. સોસાયટીનો સંગ્રહ, નં. ૪૮૬ | ભુજંગપ્રયાત |
| કાશીમાહાત્મ્ય | (ઉત્તરમર્યાદા) સં. ૧૯૧૦ | વસન્તદાસ | અપ્રસિદ્ધ, ગૂ. વ. સો. નો સંગ્રહ, નં. ૬૭૬ | ભુજંગપ્રયાત |



# સૂચિ

## [ અવતરણો તથા પરિશિષ્ટમાં આવતાં વિશેષનામાદિનો સમાવેશ આ સૂચિમાં કર્યો નથી ]

